સ્વર્ગસ્થ કેશવલાલ માણેકલાલના સ્મરણાર્થે



तत्सत्परमात्मने नमः

# मृत्युमीमांसा

અથવા

# श्री सनत्सुजात गीता.

:: અનુવાદક ::


## यति मुकुन्दाश्रमजी

વ્યાખ્યાનવાચસ્પતિ—ખંભાત



પ્રસિદ્ધકર્તા

## હીરાલાલ માણેકલાલ પટેલ

( શેઠ [illegible] ભીખાવાળા )

ખંભાત અને મુંબઈ.

સં. ૧૯૮૬ ]                પ્રથમાવૃત્તિ                [ ઈ. ૧૯૩૦

યોગ્ય અધિકારીને મનનાર્થે ભેટ

મૂલ્યામૂલ્ય

स्वर्गस्थ केशवलाल माणेकलालना स्मरणार्थे



तत्सत्परमात्मने नमः

# मृत्युमीमांसा

અથવા

# श्री सनत्सुजात गीता.



:: અનુવાદક ::

## यति मुकुन्दाश्रमजी

વ્યાખ્યાનવાચસ્પતિ—ખંભાત

પ્રસિદ્ધકર્તા

## હીરાલાલ માણેકલાલ પટેલ

( શેઠ પરભુ ભીખાવાળા )

ખંભાત અને મુંબઈ.

સં. ૧૯૮૬ ] પ્રથમાવૃત્તિ [ ઈ. ૧૯૩૦

યોગ્ય અધિકારીને મનનાર્થે ભેટ

મૂલ્યામૂલ્ય



સ્વર્ગસ્થ શેઠ માણેકલાલ મોતીલાલ

જન્મ સં. ૧૯૨૮

અવસાન ૧૯૬૩

Lakshmi Art, Bombay, 8.

ॐ

तत्सत्परमात्मने नमः

# प्रस्तावना

વિશ્વમાં વસનારાં સમગ્ર પ્રાણીઓ સુખનેજ ઇચ્છે છે. પરંતુ પ્રકૃતિના ભેદને લઈ દરેક મનુષ્ય સુખની વ્યાખ્યા સ્વબુદ્ધિ પ્રમાણે જૂદી જૂદી કરે છે. જેથી જનપ્રવૃત્તિના સ્વરૂપમાં ભેદ પડે છે. છતાં સર્વનુંધ્યેય સુખ છે એ નિર્વિવાદ છે. જેમ વૃક્ષની પૂર્ણતા છતાં જે પરિણામ થાય તેને ફલ કહે છે. તેમ ક્રિયા પૂર્ણ થતાં જે પરિણામ આવે છે તેને પણ ફલજ કહે છે. વૃક્ષને કયારો, વાડ અને મનુષ્ય એ ત્રણ મર્યાદામાં સંરક્ષિત રાખવામાં આવે છે તો અંતમાં અનેક સ્વાદુફલની પ્રાપ્તિ થાય છે. તેજ રીતે માનવની ક્રિયાને પણ ત્રણ મર્યાદાવડે સંરક્ષિત રાખવામાં આવેતો તેમાંથી પણ અવિનાશી સુખ ફલે છે. ધર્મએ ક્યારાને સ્થાને પ્રથમ મર્યાદા છે. જેમ કયારો પાણીને રોકી વૃક્ષને પોષણ આપે છે તેમ ધર્મ પણ મનુષ્યના જીવન પ્રવાહને સંયમમાં રાખી સુખ ભોગવવાની લાયકાત બક્ષે છે. બીજી કુલ મર્યાદા તે મનુષ્ય ગમે તેવા નીચના સંસર્ગમાં ન જાય. કે કોઇ જાતના દુર્ગુણમાં ફસાઈ ન પડે તે રીતે રક્ષણ કરે છે. ત્રીજી રાજમર્યાદા મનુષ્યની નીતિનું રક્ષણ કરે છે. એમ ત્રણે મર્યાદાના પાલનથી મનુષ્ય સંપૂર્ણ સુખ ભોગવવાને લાયક બને છે. માટે જે જન આલોક અને પરલોકમાં સુખી થવા તથા પોતાની પ્રગતિ ઇચ્છતો હોય તેણે ત્રણે મર્યાદાનું કાળજી પૂર્વક પાલન કરવું જોઇએ. તોજ તે સંપૂર્ણ સુખ અનુભવે છે.

સામાન્ય રીતે મનુષ્યો ત્રણે મર્યાદાનું પાલન ઇચ્છે છે. પરંતુ ધર્માદિના અર્થો પોતાની મરજી પ્રમાણે કરે છે. તે ઠીક નહિ. ધર્મનું સ્વરૂપ માનવ બુદ્ધિ સમજવાને લાયકજ નથી. કારણ કે તે ગમે તેવી વિશાળ થઈ હોય તો પણ તેમાં સ્વાર્થના અંશો રહેલા

હોય છે. સ્વાર્થને વશ થએલી બુદ્ધિ નીતિને પણ ધારણ કરી શકતી નથી તો પછી ધર્મને તો સમજેજ ક્યાંથી? તેનો સ્પષ્ટ પુરાવો ધૃતરાષ્ટ્ર છે. તેના વિચારો વિશાળ છે છતાં તે સ્વાર્થ વિવશ હોવાથી વિદુરે કરેલી નીતિને સમજી શકયો નહિ. તેમ ધર્મથી તો તે શિથિલજ હતો. માટે આપણા તર્કથી કે બુદ્ધિથી ધર્મ વગેરેનાં સ્વરૂપ ગોઠવી એમ માની બેસીએ કે અમે તે મર્યાદાનું પાલન કરીએ છીએ તો તે આપણો પ્રમાદ જ છે. અને પ્રમાદ એજ મૃત્યુ છે. એતો આ ગ્રંથનો વિષય છે. મૃત્યુ એ દુઃખની પરાકાષ્ટા છે માટે એ દુઃખમાંથી બચવા ઉક્ત ત્રણે મર્યાદાનાં સ્વરૂપ શાસ્ત્રદ્વારા સમજી તેનું પાલન કરવું એ સુખેપ્સુનો પરમ ધર્મ છે.

આપણા આર્ષગ્રંથોમાં એ મર્યાદાનાં સ્વરૂપ બહુ સ્પષ્ટરીતે સમજાવવામાં આવેલ છે. પણ સર્વ ગ્રંથો સર્વ જોઈ શકે નહિ છતાં ત્રણે મર્યાદાનાં સ્વરૂપ સમજવા ઇચ્છનારે વાલ્મિકિરામાયણ અગર તુલસીકૃત રામાયણ વાંચી જે જે દાખલાઓ આવે તે કઈ જાતની મર્યાદાના સ્વરૂપને સમજાવે છે તે સમજી દરેકનું સ્વરૂપ ધ્યાનમાં લેવું. તેમ કરવાથી આપણો માર્ગ સરલ થાય છે. અને તે પ્રમાણે ધર્માદિ સમજી તેનું પાલન કરવામાં પણ ઠીક પડે છે. માટે વિચારશીલોએ પોતાની બુદ્ધિ અને અભિમાન બાજુરાખી શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ચાલવું ત્યારેજ યથાર્થ સુખ પ્રાપ્ત થાય છે.

સનત્સુજાત મુનિએ રાજા ધૃતરાષ્ટ્રને એવો ઉપદેશ આપ્યો કે જેના પ્રભાવથી તે નિર્ભય તત્વને સમજ્યો. નિર્ભય થએલો માણસજ જે કાર્ય કરવા ઇચ્છે છે તેને પાર પાડે છે. માટે મનુષ્યને નિર્ભય થવાની ખાસ જરૂર છે. નિર્ભય થવાનો માર્ગ આ **મૃત્યુમીમાંસામાં** સ્પષ્ટ બતાવામાં આવેલ છે. તે પ્રમાણે આચરણ રાખવાથી માણસ સ્વઉન્નતિને અવશ્ય પ્રાપ્ત કરે છે.

મનુષ્યને યોગ્યતા પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે. જો માણસ અધિકારી ન બને તો તેને ગમે તેવી ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થાય પણ

તેનો તે ઉપભોગ કરી શકતો નથી. અગર અધિકાર વિના ગમે તેવા શ્રેષ્ટ માર્ગપર ચાલવાને શક્તિવાન્ થતો નથી. આ નિયમ વ્યવહાર અને પરમાર્થ સર્વત્ર લાગુ પડે છે. જ્યારે ઠીક અધિકાર મેળવ્યા વિના વ્યવહાર સિદ્ધ થતો નથી તો પછી પરમાર્થમાં અધિકારની અગત્ય હોય તેમાં કહેવુંજ શું ?

અધિકાર પ્રાપ્ત કરવાને માટે સર્વથી પ્રથમ સ્વવર્ણકર્મનું પાલન કરવાની ખાસ જરૂર છે. કાલબલને યોગે ત્રિવર્ણોમાં માત્ર બ્રાહ્મણોજ યજ્ઞોપવિત ધારણ કરે છે. કેટલાએક ક્ષત્રિય અને વૈશ્યો પણ જનોઇ પહેરે છે છતાં તે સર્વ દ્વિજો પોતપોતાનાં કર્મોથી દૂરજ છે. અને બાકીના વૈશ્ય ક્ષત્રિયોને તો શૂદ્રકોટિમાં ગણી કર્મના અધિકારમાંથીજ કાઢી નાખ્યા છે. જેથી દિનપરદિન કર્મનો લોપ થતો જાય છે. તેની સાથે સર્વવર્ણમાં જે સંસ્કારોની જરૂર છે, તે સંસ્કારો ઘણું-ખરૂં બ્રાહ્મણોમાંથીજ નીકળી ગયા છે. માત્ર ફારસરૂપે યજ્ઞોપવિત સંસ્કાર વખતે તે એક સાથે કરી લેવામાં આવે છે. જેથી સંસ્કારોની જેવી અસર થવી જોઇએ તેવી થતી નથી. અને સંસ્કારહીન દ્વિજો જે શિથિલવૃત્તિથી કર્મ કરે છે તેની પણ અસર મન ઉપર થતી નથી. એટલે કર્મનું પ્રભુત્વ સમજવામાં આવતું નથી. જેથી કર્મ ઉપરની શિથિલ થએલી શ્રદ્ધા વધારે ને વધારે પાછી પડતી જાય છે. તેથી કર્મકરવામાં જન પ્રવૃત્તિ પાછી પડે છે. બીજી બાજુ શરીરને સુખકરે તેવી સગવડવાળાં વિદેશી સાધનો આર્યાવર્તમાં એટલાં બધાં આવ્યાં છે કે તેના યોગે મનુષ્યોની ચિત્તવૃત્તિ વધારે ને વધારે ચંચળ થઇ બહિર્મુખ બનતી જાય છે. એટલે ચિત્તની એકાગ્રતાના અભાવે જેવી ઇશ્વર ઉપાસના થવી જોઈએ તેવી થતી નથી. જેથી પરમાત્મા તરફનો પ્રેમ પણ વધતો નથી.

હાલમાં કેટલાએક સંપ્રદાયોમાં ભક્તિને મુખ્ય ગણવામાં આવે છે. અને ભકતો પણ તેને અનુસરે છે. પણ તે ભક્તિનો પ્રવાહ મિથ્યાવાડાનો આગ્રહ, તિલક માળા, અને દર્શન તેજ પ્રદેશમાં અટકી

રહે છે. તેથી એ ભક્તો પણ નામનાજ હોય છે. તેઓનાં મન કર્મને અભાવે મલિન હોવાથી ભક્તિનો શુદ્ધ રંગ ચડતો નથી. તેથી જેમ કર્મને અનુસરનારા બ્રાહ્મણોની ક્રિયાઓ ફારસરૂપ લાગે છે. તેમ ભક્તિને અનુસરનારા ભક્તોમાં પણ ઘેલછા દેખાય છે, એટલે ભક્તિ માર્ગમાં પણ માનવ ગતી થતી નથી.

એક બાજુથી કર્મ ઉપાસના પરની મનુષ્ય શ્રદ્ધા શિથિલ થતી જાય છે. ત્યારે બીજી તરફથી વિદેશીઓ તરફથી જે શિક્ષણ મળે છે તેમાં "હિંદુસ્તાનનું સર્વ ( ધર્મ, નીતિ, આચાર, રાજ્ય, સંસાર ) ખરાબ છે" એ ભાવનાને વધારે પોષણ મળ્યું જેથી વધારે ભણેલાઓના મનમાં એ વિચાર દૃઢ થયા કે હિંદુસ્તાનમાં સર્વ પ્રકારના સુધારાની જરૂર છે. એથી તેઓ (એ. બી. સીના પદવીધરો) સંસારમાં, રાજ્યમાં, ધર્મમાં અનેક પ્રકારના સુધારા કરવા યત્ન કરવા લાગ્યા. અને કેટલાએક બાબતોમાં તો સરકારની મદદ લઈ કાયદા કરાવી પ્રજાની ધર્મભાવનાને કચડવા તત્પર થયા. જે યુવકો સગવડની ટેવવાળા બન્યા હતા તેમને એ વાતો અનુકૂળ પડી જેથી તેઓ સુધારાને આશ્રયે ધર્મ કર્મને છોડી નામ માત્રની નીતિનો ડોળ કરી ઉભય ભ્રષ્ટ બન્યા. આ રીતે જૂના વિચારનાં અને નવા વિચારનાં ભારત સંતાનોમાંથી અધિકારનું સ્વરૂપ સરી પડયું આથી ધર્મ, કુલ અને રાજ મર્યાદાને ઉલ્લંઘીને દુઃખના સમુદ્રમાં ડબકાં ખાવા લાગ્યાં.

હિંદના ધર્માદિમાં સુધારાની જરૂર છે પણ તે સુધારા પશ્ચિમના વિચાર પ્રમાણે નહિ, કિન્તુ આર્યશાસ્ત્રને શરણે રહીને કરવા જોઇએ તેવી જાતના સુધારા કરવાનો સરલ અને સરસ ઉપાય એ છે કે ધર્મના મર્મ સમજનારા પંડિતો અને નવા વિચારવાળાએ પરસ્પરની તિરસ્કાર વૃત્તિને દૂર કરી એક બીજાના વિચારોનો વિનિમય કરી. જે નિયમો મનુષ્યના જીવનને વિકાશ કરનારા હોય તેને નક્કી કરી તે પ્રમાણે સર્વને ચલાવવા અને જાતે ચાલવા યત્ન કરવો. એમ

કરવાથી ધીમે ધીમે મનુષ્યોમાં અધિકારની યોગ્યતા આવી જશે. એક તરફથી આવા પ્રકારનો અધિકાર મેળવવા યત્ન અને બીજી તરફથી પ્રવૃત્તિને અંકુશમાં રાખી મનુષ્ય જીવનને સંયમમાં રાખે એવાં શાસ્ત્રોનું પરિશીલન કરી અંતઃકરણમાં ઉત્તમ સંસ્કારો પડતાં જે પ્રગતિને માટે આપણે યત્ન કરી રહ્યા છીએ તેનો યથાર્થ માર્ગ સહજે હાથમાં આવશે અસ્તુ.

આજકાલ એક એવા પ્રકારની માન્યતા દૃઢ થઇ ગઇ છે કે. આપણાં ધર્મપુસ્તકોનું વાંચન ગમતું જ નથી. તેથી આપણી પરમ હિતકારક જે વાતો છે તેનું રહે છે અજ્ઞાન અને વિદેશી સુખસગવડનો વધ્યો છે મોહ. એ બે વાતો ને લઈ કદિ આપણા ગ્રંથો વાંચે તો તેમાં તેને ખામીઓજ દેખાય છે. કેટલાએક તો પોતાને એટલા બધા બુદ્ધિમાન્ સમજે છે કે મહર્ષિ વ્યાસની પણ ખામીઓ કાઢવા લાગે છે. એમ થવામાં કારણ તેમનું વૃથા અભિમાન જ છે એ જાતે જ ગુરૂ રહેવાને ઇચ્છે છે. બીજાને ગુરૂ કરવા કે માનવાનું તેમને ઠીક લાગ તુ નથી. જેના યોગે તેની એવી દૃષ્ટિ બંધાણી હોય છે કે તેને પોતાના કરતાં કોઇ શ્રેષ્ટ દેખાતો જ નથી. આ માન્યતાએ પણ ભારે હાનિ કરી છે એ વિચારવાનને સમજાય તેવું છે. માટે જિજ્ઞાસુએ એવી આડં બરી વાતોને અલગ કરી સત્ય માર્ગનું અનુંસંધાન કરવું

ઉપોદ્ઘાતની આટલી બાબત ધ્યાનમાં રાખી અધિકાર મેળવવા યત્ન કરી જનતા સદ્ગુણુ તરફ વળશે તો લખનારનો યત્ન સફલ થશે અસ્તુ.

આ પુસ્તકનાં પ્રુફો યથાશક્ય શોધવામાં આવેલ છે છતાં દૃષ્ટિ દોષથી ભૂલ રહે એ સ્વાભાવિક છે તો સુજ્ઞો સુધારીને વાંચશે. કેટલાં એક સ્થળે 'વિગેરે' શબ્દ છપાયો છે ત્યાં 'વગેરે' સુધારવું તથા શુદ્ધિપત્ર પ્રમાણે સુધારી પછી વાંચવું.

આ પુસ્તક છપાવવાનો ખર્ચ ખંભાતના શેઠ શ્રીયુત હીરાલાલ માણેકલાલ મોતીલાલ જેઓ પરભુ ભીખાવાળા કહેવાય છે તેમણે પોતાના સ્વર્ગીય લઘુબંધુ કેશવલાલ માણેકલાલના સ્મરણાર્થે આપી. વિદ્યાને ઉત્તેજન આપવામાં પોતાના ધનનો સદુપયોગ કર્યો છે. તેમને એવા પ્રકારનું વિદ્યાને ઉત્તેજન આપવાની સદ્બુદ્ધિ પરમાત્માઆપો એજ શુભેચ્છા ઈતિશમ્

ખંભાત
ચન્દનલક્ષ્મી પાઠશાળા
સં. ૧૯૮૬ વ્યાસપૂર્ણીમા

લી
યતિ મુકુન્દાશ્રમ
ખંભાત

# शुद्धिपत्रम्



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૫ | विश्वहेतवे | विश्वहेत्वे |
| ૩ | ૧૬ | शूद्रा | शूद्र |
| ,, | ,, | ચોની | ચોનિ |
| ૪ | ૩ | श्रुत्वा | श्रुत्वा |
| ૮ | ૨૦ | क्षनिय | क्षत्रिय |
| ૧૪ | ૨૫ | आत्मन्येव | आत्मन्येव |
| ૧૬ | ૧૯ | विद्यया | विद्यया |
| ૧૮ | ૫ | શકિત | શક્તી |
| ૧૮ | ૧૦ | मश्नते | मश्नुते |
| ૧૯ | ૪ | मन्वित | मन्वि |
| ૧૯ | ૧૩ | આમ્થા | આસ્થા |
| ૨૧ | ૧૦ | શમમનો | શમ-મનો |
| ૨૨ | ૮ | સાક્ષાત્પમાત્મ | સાક્ષાત્પરમાત્મ |
| ૨૩ | ૭ | बुद्ध्वा | बुद्ध्वा |
| ૨૩ | ૯ | मुक्ता | मुक्तो |
| ૨૫ | ૧ | યમને | યમ |
| ૨૬ | ૫ | હવે | હવે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૬ | अस्यत्ते क्षिप्यन्ते | अस्यते क्षिप्यते. |
| ૨૮ | ૧૬ | पुन र्निवर्तन्ते | पुनर्निवर्तन्ते |
| ૨૮ | ૨૨ | दे | છે |
| ૩૦ | ૩ | વિવેકહિન | વિવેકહીન |
| ૩૦ | ૧૨ | નશ | નાશ |
| ૩૧ | ૬ | તેની | તેની, |
| ૩૧ | ૧૫ | તેથા | તેથી |
| ૩૧ | ૨૧ | દુખની | દુઃખની |
| ૩૨ | ૬ | घरास्तु | धीरास्तु |
| ૩૨ | ૧૯ | પ્રાથના | પ્રાર્થના |
| ૩૪ | ૧૮ | प्रदश्यते | प्रदृश्यते |
| ૩૫ | ૧૧ | વિષયાશક્ત | વિષયાસક્ત. |
| ૩૫ | ૧૯ | सवै | स वै |
| ૩૫ | ૧૯ | ऐष: | एष: |
| ૩૬ | ૬ | सवै | स वै |
| ૪૦ | ૨૪ | तपो | तयो |
| ૪૨ | ૫ | ब्रहि | ब्रूहि |
| ૪૨ | ૨૫ | વાવદકાઓ | વાવદુકાઓ. |
| ૪૩ | ૭ | सृष्ट्व | सृष्ट्वा |
| ૪૪ | ૧૮ | भवती | भवति |
| ૪૪ | ૧૯ | नांनेव | नानेव. |
| ૪૫ | ૫ | ऽसृयो | ऽभयो |
| ૪૬ | ૫ | ब्रह्य। | ब्रह्मा |
| ૪૭ | ૧૫ | અપનાર | આપનાર |
| ૪૮ | ૫ | भवष्यात | भविष्यति |
| ૪૯ | ૬ | परानन्द मनन्तं | परान्दमनन्तं |

 १५५१८

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ४८ | १८ | કુમ | કર્મ |
| ५० | २५ | बिधिवद्धृतानि | विधिवद्धृतानि |
| ५१ | ७ | અગ્નિમાં | અગ્નિમાં |
| ५१ | १८ | ન ી | નથી |
| ५२ | ४ | सर्वारम्भ परित्यागी | सर्वारम्भपरित्यागी |
| ५२ | ६ | शुभाशुभ परित्यागी | शुभाशुभपरित्यागी |
| ५२ | ६ | भक्ति मान्य | भक्तिमान्य |
| ५२ | ६ | समेप्रियः | स मे प्रियः |
| ५२ | ७ | मित्रारि पक्ष | मित्रारिपक्ष |
| ५२ | ८ | सर्वारम्भ परि | सर्वारम्भपरि |
| ५२ | ९ | असक्त बुद्धिः | असक्तबुद्धिः |
| ५२ | २४ | ઉનો | એઉંનો |
| ५४ | ११ | દેહનો | દેહનો |
| ५४ | १४ | અનૃત્ય | અનૃત |
| ५५ | १७ | પ્રાણીઓની | પાત્રોની |
| ५६ | २ | दश्यते | दश्यते |
| ५६ | १४ | શકાશ | શકાય |
| ५८ | १२ | ચીત્ત | ચિત્ત |
| ५८ | १७ | શ્રતિ | શ્રુતિ |
| ६० | ६ | स्तथाधर्मान् | तथा धर्मान् |
| ६० | १० | ધર્માચ્ચરણ | ધર્માચરણ |
| ६१ | ५ | प्रातं | प्रोतं |
| ६१ | २१ | કૂવાવો વાઓ | કૂવાઓ વાવો |
| ६३ | २० | કનો | કેનો |
| ६३ | २३ | स्वर्मे | स्वर्गे |
| ६४ | ५ | થાંઉ | થાઉં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૪ | ૧૭ | तमेवाध्यानं | तमेध्वानं |
| ૬૫ | ૧૨ | ખણુ | પણુ |
| ૬૫ | ૨૪ | તોં | તો |
| ૬૬ | ૨૦ | कथाय | कथय |
| ૬૭ | ૧ | ાવવરણુ | વિવરણુ |
| ૬૭ | ૧૦ | संमानाद्ब्राह्मणो | संमानाद्ब्राह्मणो |
| ૬૭ | ૧૩ | संमानना | संमाननात् |
| ૬૮ | ૩ | चलाद्य | चैलादि |
| ૭૩ | ૯ | कु र्न्तीति | कुर्वन्तीति |
| ૭૩ | ૧૫ | બ્રાહ્યણુ | બ્રાહ્મણુ |
| ૭૩ | ૧૬ | હવિશનો | હવિષનો |
| ૭૫ | ૪ | માને | માન |
| ૭૫ | ૧૬ | संबासात् | संवासात् |
| ૭૬ | ૧ | रज्जुषारे | रज्जुरेषा |
| ૭૮ | ૧૩ | બ્રા:હ્મીલક્ષ્મી | બ્રાહ્મીલક્ષ્મી |
| ૭૮ | ૧૯ | માનધર્મ | મૌનધર્મ |
| ૮૨ | ૮ | અંતરાળે | અંતકાળે |
| ૮૩ | ૭ | ब्राह्मणो | ब्राह्मणे |
| ૮૩ | ૨૧ | પોતાને આત્માને | પોતાને–આત્માને |
| ૮૩ | ૨૬ | भवन्त्य,थेत्तरे | भवन्त्यथेतरे |
| ૮૪ | ૨ | વિદને | વિદ્ને |
| ૯૦ | ૧ | સ નાતન | સનાતન |
| ૯૨ | ૧ | ।છદ્રને | છિદ્રને |
| ૯૨ | ૮ | संभोग संवि | संभोगसंवि |
| ૯૩ | ૧ | જ્ઞાના.દ | જ્ઞાનાદિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૩ | ૩ | नसृया | नसूया |
| ૯૪ | ૨૦ | કહેવા | કહેવાં |
| ૯૫ | ૧૧ | ઉગટો | ઉલટો |
| ૯૬ | ૧૮ | આપવુ | આપવું |
| ૯૭ | ૯ | सर्त्य | सत्यं |
| ૯૮ | ૮ | मनसश्चेव | मनसश्चैव |
| ૯૯ | ૯ | मृक्त | मुक्त |
| ૧૦૧ | ૨૩ | પ્રામિ ભાસિક | પ્રાતિભાસિક: |
| ૧૦૮ | ૨૦ | क्षपित कल्मष | क्षपितकल्मष: |
| ૧૦૯ | ૩ | इतितु | इति तु |
| ૧૦૯ | ૭ | अथाता | अथातो |
| ૧૧૧ | ૪ | महिना | महिम्ना |
| ૧૧૨ | ૭ | અનંદ | આનંદ |
| ૧૧૨ | ૭ | ज्वोति | ज्योति |
| ૧૧૫ | ૧૯ | ।नसो | मनसो |
| ૧૧૮ | ૨ | વેદમાં | વેદનાં |
| ૧૧૯ | ૬ | મૂતિમાં | મૂર્તિમાં |
| ૧૨૪ | ૯ | ત્યા જ | ત્યારેજ |
| ૧૨૬ | ૧૧ | પડે | પાડે |
| ૧૨૭ | ૧૪ | रवाध्यायभि | स्वाध्यायमि |
| ૧૩૨ | ૧૨ | तेऽयना | तेऽयनाय |
| ૧૩૫ | ૧૯ | महत्स्तरूपं | महत्स्वरूपं |
| ૧૩૭ | ૨૦ | सर्व मिदं | सर्वमिदं |
| ૧૩૮ | ૨ | એનું | એવું |
| ૧૩૯ | ૨૫ | ભમવાનને | ભગવાનને: |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૨ | ૧૯ | શરીએ | શકીએ છીએ |
| ૧૪૨ | ૨૧ | નયી | નથી |
| ૧૪૩ | ૧૧ | फथिता | कथिता |
| ૧૪૪ | ૧૫ | मासंपिबति | मासं पिबति |
| ૧૪૪ | ૨૧ | વિષયોયોજના | વિષયોની યોજના |
| ૧૪૪ | ૨૩ | પ્રકાણે | પ્રમાણે |
| ૧૪૫ | ૮ | કર્મં પાપ | કર્મ-પાપ |
| ૧૪૯ | ૫ | भगववंतं | भगवंतं |
| ૧૫૦ | ૨૨ | लघुता माद | लघुताबाद |
| ૧૫૦ | ૨૪ | योभिनस्तं | योगिनस्तं |
| ૧૫૦ | ૧૬ | બુદ્ધિશાળી જે-બ્રહ્મને મેળવે છે | એને બદલે એક વખત સમજવું |
| ૧૫૩ | ૭ | अंगुष्ठ मात्रः | अंगुष्ठमात्रः |
| ૧૫૬ | ૨૦ | ભૂતોંમાં | ભૂતોમાં |
| ૧૫૮ | ૫ | भूतेप्व | भूतेष्व |
| ૧૬૦ | ૩ | નમસ્કાંરાત્મક | નમસ્કારાત્મક |



સ્વર્ગસ્થ કેશવલાલ માણેકલાલ પટેલ

જન્મ ૧૯૬૨ — અવસાન ૧૯૮૨

Lakshmi Art, Bombay, 8.



॥ तत्सत्परमात्मने नमः ॥

# मृत्युमीमांसा

अथवा

# श्रीसनत्सुजातगीता.

## प्रथमोऽध्यायः

॥ मङ्गलम् ॥

**ब्रह्मविद्याप्रदातारं त्रातारं भववारिधौ ।**
**सर्वाधारं निराधारं तं सद्गुरुं नमाम्यहम् ॥**

આ સંસારમાં ડૂબતા જીવોનો સાક્ષાત્ અથવા પરંપરાદ્વારા ઉદ્ધાર કરવાનેજ જેમનો અવતાર છે તે શ્રીમજ્જગદ્‌ગુરૂ શંકરાચાર્ય મહારાજ શ્રીસનત્સુજાતગીતાપર ભાષ્ય કરતાં; શિષ્યોને શિક્ષારૂપ અને શિષ્ટાચારના સંરક્ષણ માટે નમસ્કારાત્મક મંગલાચરણ કરે છે-

**नमः पुंसे पुराणाय पूर्णानन्दाय विष्णवे ।**
**निरस्तनिखिलध्वान्ततेजसे विश्वहेतवे ॥**

અર્થ-પોતાના તેજવડે સર્વ અવિદ્યાઅંધકારનો નાશ કરનાર, જગતના કારણ પૂર્ણાનંદસ્વરૂપ પુરાણ પુરૂષ શ્રી વિષ્ણુને હું નમસ્કાર કરૂંછું.

॥ नम आचार्येभ्यो ब्रह्मविद्यासंप्रदायकर्तृभ्यः ॥

**અર્થ**–બ્રહ્મવિદ્યાના સંપ્રદાયને ચલાવનારા આચાર્યોને નમસ્કાર.

બ્રહ્મજિજ્ઞાસુઓને સુખ પૂર્વક સ્વસ્વરૂપનું ભાન થાય તેટલા માટે સંક્ષેપમાં **શ્રી સનત્સુજાતગીતાનું વિવરણ** કરવામાં આવે છે. આત્માસ્વતઃ સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ છે છતાં; આત્માનેજ આશ્રયે રહી, આત્માને વિષય કરનારી, સ્વાનુભવગમ્ય સાભાસ અવિદ્યાવડે, પોતાના સ્વભાવ સિદ્ધ, આનંદથી પ્રચ્યુત થઈ, અનાત્મ–જડ જે દેહાદિક તેને આત્મામાની તદ્રૂપ બનીજાયછે. એટલે સર્વ પુરૂષાર્થની પ્રાપ્તિ વિનાજ અનેક પ્રકારના અનર્થ–દુઃખની પરંપરા પ્રાપ્ત કરે છે. અવિદ્યાપોષક કર્મોથી પરિકલ્પિત સાધનોવડે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો પ્રતિકાર કરવા યત્ન કરે છે. લૌકિક અગર વૈદિક સકામ સાધનોવડે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો પ્રતિકાર કરવામાં આવે, છતાં પરમપુરૂષાર્થ–જેને મોક્ષ–કહેવામાં આવે છે તે મળતો નથી. સંસારસમુદ્રમાં રાગદ્વેષરૂપ મગરોથી આમતેમ ખેંચાતો, દેવતા, મનુષ્ય, પશુ, વિગેરે ભિન્નભિન્ન યોનિઓમાં અથડાતો, મોહથી વારંવાર જન્મમરણને પામ્યાજ કરે છે. ભ્રમણ કરતાં કરતાં કોઇ વખત પુણ્યનો ઉદય થતાં, વેદોક્ત કર્મ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવા લાગે છે, જેથી રાગદ્વેષાદિમળ દૂર થતાં અંતઃકરણ શુદ્ધ થાય છે. એટલે સંસારના પદાર્થો અનિત્ય સમજાય છે. જેથી નિત્યાનિત્યનો વિવેક ઉદ્દ્ભવે છે. વિવેકના બલથી આલોક અને પરલોકનાં વિષયસુખોમાં વૈરાગ્ય થાય છે. તેથી વેદાન્તવેદ્ય બ્રહ્મભાવને પામવાની ઇચ્છાવાળો, વેદમાં કહેલ શમ, દમાદિ સાધનયુક્ત અધિકારીઃ બ્રહ્મવિદ્ આચાર્યને શરણે જઈ, વેદાન્તશ્રવણદ્વારા अहं ब्रह्मास्मि ॥ હું બ્રહ્મ છું એમ બ્રહ્મ સ્વરૂપને સમજી, અજ્ઞાન તથા તેના કાર્યથી નિવૃત થઈ બ્રહ્માનંદમાં સ્થિર થાય છે. એજ વેદાન્તની રૂપ-રેખા–મર્યાદા છે. તે સર્વનું વિસ્તારથી ક્રમપૂર્વક ભગવાન્ સનત્સુજાત વર્ણન કરશે.

હરકોઇ પ્રકારે પોતાના પુત્રનું રાજ્ય કાયમ રહે એવા પ્રકારનો ધૃતરાષ્ટ્રના મનમાં પ્રકટેલો મોહ; અને બળવાન પાંડવો રાજ્યને માટે પોતાના પુત્રોને મારી નાખશે તે વિચારને લઇને તેના મનમાં થતો શોક; એ બેઉથી અભિતપ્ત થએલા ધૃતરાષ્ટ્રે મહાત્મા વિદુરનાં નીતિ વચનો સાંભળ્યાં ખરાં પણ તેના મનનો સંતાપ શમ્યો નહિ. तरति शोकमात्मवित् ॥ આત્માને જાણનાર શોકને તરી જાય છે. એ વેદોક્ત શ્રુતિ સાંભળેલી હોવાથી તેને એ વિચાર આવ્યોકે બ્રહ્મવિદ્યાના પ્રભાવ વિના શોક સમાશે નહિ તેથી વિદુરને કહેવા લાગ્યા કે—

**अनुक्तं यदि ते किंचिद्वाचा विदुर विद्यते ।**
**तन्मे शुश्रुषवे ब्रूहि विचित्राणीह भाषसे ॥**

અર્થ—હે વિદુર! હજુ તમારે જો કંઇ કહેવાનું બાકી રહી ગયું હોયતો, સાંભળવાની ઇચ્છાવાળો જે હું તેને કહો કારણકે તમે મધુર આશ્ચર્યકારક વાતો કહો છો. એ પ્રમાણે વિદુરને કહ્યું. તે ધૃતરાષ્ટ્રનાં વચનો સાંભળીને પરમ કરૂણાવાળા સર્વજ્ઞ છતાં; વિશિષ્ટ અધિકારી પુરૂષ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાને યોગ્ય છે. એમ માની કહેવા લાગ્યા કે शूद्रायोनावहं जातो नातोऽन्यद्वक्तुमुत्सहे ॥ હું શૂદ્રયોનીમાં જન્મ્યો છું માટે આથી બીજું વિશેષ કહેવાને ઇચ્છતો નથી. એમ કહીને પુનઃ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યા કે આને હું કેવી રીતે બ્રહ્મવિદ્યા વડે પરમાત્માના પરમપદ પૂર્ણાનંદ સ્વરાજ્યમાં સ્થાપી શકીશ. વિચારમાળાનો સુમેર સહજમાં આવ્યો. છાન્દોગ્ય ઉપનિષદ્નો ભૂમાનો પ્રસિદ્ધ ઇતિહાસ તેમને યાદ આવ્યો કે "જે ભૂમા—પરમાત્મા—અજ્ઞાનની પાર છે તે પરમાત્માને બીજો કોઇ આને બતાવી શકવાને સમર્થ નથી. એમ નિશ્ચય કરી પોતાના યોગબળથી ભગવાન સનત્સુજાતનું આવ્હાન કર્યું. સ્મરણ માત્રથી પ્રભુ પ્રકટ થયા. એટલે પ્રત્યુત્થાનાદિ વડે મહર્ષિની પૂજા કરીને વિદુરજી વિનતી કરવા લાગ્યા કે—

भगवन्संशयः कश्चिद्धृतराष्ट्रस्य मानसे ।
यो न शक्यो मया वक्तुं त्वमस्मै वक्तुमर्हसि ॥
श्रुत्वायं यं मनुष्येन्द्रः सर्वदुःखातिगो भवेत् ।
लाभालाभौ प्रियद्वेष्यौ तथैव च जरान्तकौ ॥
विषहेत मदोन्मादौ क्षुत्पिपासे भयाभये ।
अरतिं चैव तन्द्रींच कामक्रोधौ क्षयोदयौ ॥

**અર્થ**–હે ભગવન્ ધૃતરાષ્ટ્રના મનમાં કોઇ એક સંશય છે. જે હું કહેવાને શક્તિમાન નથી એને આપજ કહેવાને યોગ્ય છો. જેને સાંભળીને આ રાજા ધૃતરાષ્ટ્ર સર્વ દુઃખથી મુક્ત થાય એટલે પછી તેને લાભ અને હાનિ, પ્રિય ને અપ્રિય, તેમજ વૃદ્ધ અવસ્થા ને મૃત્યુ, ભૂખ તેમજ તરસ, ભય તથા અભય, અપ્રીતિ ને તન્દ્રા, કામ ને ક્રોધ, ક્ષય અને ઉદય, તથા મદ અને ઉન્માદ એ સર્વ સહન કરવાનું સુલભ થાય. ધર્મ તથા અધર્મ જે સંસારનું કારણ છે અને જેનાથી સુખદુઃખ થાય છે તેનાથી તે મુક્ત થાય. તેવી બાબત ધૃતરાષ્ટ્રને આપ કહેવાને લાયક છો.

ગ્રન્થસંદર્ભને માટે આટલી બાબત કહ્યા પછી હવે મૃત્યુ-મીમાંસાનો આરંભ થાય છેઃ—

**वैशम्पायन उवाच–વૈશમ્પાયન કહે છે.**

ततो राजा धृतराष्ट्रो मनीषी
संपूज्य वाक्यं विदुरेरितं तत् ।
सनत्सुजातं रहिते महात्मा
पप्रच्छ बुद्धिं परमां बुभूषन् ॥ १ ॥

**અર્થ**–ત્યાર પછી મનીષી અને મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા પૂજા

કરીને, વિદુરનાં કહેલાં વાકયનો સત્કારકરી એકાન્તમાં પર વિદ્યા–બ્રહ્મવિદ્યા જાણુવા માટે સનત્સુજાતને પૂછવા લાગ્યા—૧

**વિવરણુ**—પ્રત્યેક ગ્રંથમાં અનુબંધ ( અધિકારી, વિષય, સમ્બન્ધ અને પ્રયોજન ) હોય છે. આ પ્રકરણુ વેદાન્તાનુસાર હોવાથી વેદાન્તમાં જે અનુબંધ કહેલ છે તેજ અત્રે સમજી લેવાના છે. તેનું સ્વરૂપ ભગવાન ભાષ્યકારે આરંભમાં કહેલુંજ છે અને અમે લીધું પણુ છે. છતાં અત્રે પુનઃ તેનો ઉલ્લેખ અયોગ્ય નહિજ ગણાય. કારણુકે સાચા જિજ્ઞાસુને સાધનના અભ્યાસની બહુજ અગત્ય છે. પુનઃ પુનઃ આવૃત્તિ એજ અભ્યાસ છે માટે ફરી કહેવામાં આવે છે. ધૃતરાષ્ટ્ર રાજા 'મનીષી' એટલે શાસ્ત્રોનું શ્રવણુ કરવાથી સંસ્કારી બુદ્ધિયુક્ત હતા. તેથી તેમણે એકાન્તમાં પરાવિદ્યા–બ્રહ્મવિદ્યાનો જે પ્રશ્ન કર્યો તેજ આ ગ્રંથનો **વિષય** છે. પરાવિદ્યા એટલે શ્રુતિમાં પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યા જાણુવી. શ્રુતિ કહે છે કે अथ परायया तदक्षरमधिगम्यते ॥ જે પરાવિદ્યા વડે તે અક્ષરબ્રહ્મ જાણી શકાય છે. તે વિદ્યા પૂછવાનો રાજાનો હેતુ એ છે કે 'બ્રહ્મરૂપ થવું' તે ઇચ્છાથી જ તેણે પ્રશ્ન કર્યો. તો પરબ્રહ્મ થવાની ઇચ્છા એજ આનું **પ્રયોજન** છે. બ્રહ્મજ્ઞાનનું ફળ બતાવતાં શ્રુતિ પણુ કહે છે કે ब्रह्मविद्ब्रह्मैव भवति ॥ બ્રહ્મને જાણુનારો બ્રહ્મરૂપે થાય છે. વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે–सनत्सुजातः प्रोवाच मृत्युर्नास्तीति भारत ॥ હે ભરતવંશી રાજા! મૃત્યુ નથી એમ સનત્સુજાત કહે છે. આ શ્લોકમાના मृत्युः પદનો અર્થ બંધન સમજવો. બંધન નામની કોઇ વસ્તુ છેજ નહિ. એમ સાંભળીને ધૃતરાષ્ટ્રરાજા સંસારના સંગથી રહિત હોવાથી પોતાને પાપનો ભય નથી. એમ જાણીને સંતુષ્ટ થયા હતા. આથી જ્ઞાન સર્વ કર્મનો સંહાર કરવામાં કારણુભૂત છે એમ દેખાડવામાં આવ્યું છે. શ્રીભગવદ્ગીતામાં કહ્યું છે કે–हत्वापि स इमांल्लोकान् न हन्ति न निबध्यते ॥ જ્ઞાની આ લોકનો નાશ કર્યા છતાં પણ તેને હણુનાર ઠરતો નથી. તેમ તેના પાપથી બંધાતોએ નથી. અર્થાત્ જ્ઞાનથી બંધનો નાશ થાય છે.

ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના અંતઃકરણની સ્થિરતા માટેજ બંધન સમ્બન્ધી હકીકત સનત્સુજાત ઋષિને પૂછી હતી. શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ સનત્સુજાત શબ્દના રહસ્યને સમજાવતાં લખે છે કે-सनदिति सनातनं ब्रह्मोच्यते हिरण्यगर्भाख्यम्, तस्मात्सनातनात् ब्रह्मणोमानसात् ज्ञानवैराग्यादि-समन्वितः सुष्ठु जात इति सनत्सुजातः ॥ સનત્ એટલે સનાતન હિરણ્ય-ગર્ભ નામે બ્રહ્મ કહેવાય છે તે સનાતન બ્રહ્માના મનથી જ્ઞાનવૈરાગ્યાદિ સહિત સારી રીતે જન્મ્યા માટે તેમનું નામ સનત્સુજાત. એવા ભગ-વાન્ સનત્સુજાતને રાજા એકાન્તમાં પૂછવા લાગ્યો.

धृतराष्ट्र उवाच–ધૃતરાષ્ટ્ર પૂછે છે–બોલ્યો.

सनत्सुजात यदिदं शृणोमि
मृत्युर्हि नास्तीति तवोपदेशम् ।
देवासुरा आचरन्ब्रह्मचर्य—
ममृत्यवे तत्कतरन्नु सत्यम् ॥ २ ॥

અર્થ–હે સનત્સુજાત "મૃત્યુ નથી" એવા તમારા ઉપદેશને મેં (વિદુરના મુખથી) સાંભળ્યો છે. પણ દેવો અને રાક્ષસોએ મૃત્યુને દૂર કરવા બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું તો એમાંથી સત્ય શું?

વિવરણ–ધૃતરાષ્ટ્રે પૂછ્યું હે કુમારમુનિ! (નિત્યકુમાર જરા મરણ રહિત હોવાથી) તમે તમારા શિષ્યોને એવો ઉપદેશ કરો છો કે 'મૃત્યુજ નથી' એમ મેં વિદુર પાસેથી સાંભળ્યું છે. પણ શ્રુતિ કહે છે કે ध्रुवं जन्म मृतस्य च, મરીગએલાનો અવશ્ય જન્મ થાય છે. આ રીતે મરણ અને જન્મ એક બીજાની સાથે રહેલાં છે. જન્મ મરણના પ્રવાહરૂપી બંધ શાસ્ત્રમાં કહેલો છે તે મિથ્યા છે એમ તમે દઢતા પૂર્વક કહો છો. વળી શ્રુતિ પણ કહે છે કે–

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥

અર્થ–નિરોધ નથી. ઉત્પત્તિ નથી, કોઇ બંધાએલો નથી, તેમ કોઇ પણ સાધક નથી. કોઇ મુમુક્ષુએ નથી, તેમ કોઇ મુક્ત પણ નથી આવી રીતની બુદ્ધિને પરમાર્થબુદ્ધિ કહેવામા આવે છે. આ રીતે જેમ મૃત્યુ એ કાંઈ વસ્તુ નથી એમ વેદના આધાર પૂર્વક કહેવામાં આવે છે તેમ બીજી તરફથી મૃત્યુ છે એમ શ્રુતિ સ્મૃતિ કહે છે. વળી જો મૃત્યુ ન હોય તો ઇન્દ્રિ અને વિરોચને (દેવો અને અસુરોએ) મૃત્યુના અભાવ માટે શા સારૂ ગુરૂ પાસે નિવાસ કરી બ્રહ્મચર્ય પાળ્યું ? છાન્દોગ્યમાં લખ્યું છે કે तद्धोभये देवा असुरा अनुबुबुधिरे। દેવો અને અસુરો એ બેઉએ સાંભળ્યું કે ત્યાંથીમાંડીને तौह द्वात्रिंशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुः તે બેઉ જણાએ બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યું. વળી આગળ જઇ શ્રુતિ કહે છે કે–एकशतं हवै वर्षाणि मघवा प्रजापतौ ब्रह्मचर्यमुवास' ॥ બ્રહ્માની પાસે એક સો વર્ષ ઇન્દ્રે બ્રહ્મચર્ય પાળ્યું. જો મૃત્યુ–બંધ ન હોય તો ઇન્દ્રને આમ કરવાની જરૂર શા માટે પડી ? જે વસ્તુ મિથ્યા હોય તેનો નાશ કરવા યત્ન કરવો એ કોઈ રીતે યોગ્ય ગણાતું નથી. એક પક્ષ મૃત્યુ–બંધને માને છે ત્યારે બીજો પક્ષ મૃત્યુ નથી એમ કહે છે. તે બેઉ પક્ષમા કયો પક્ષ સત્ય છે ? તે મને કહો.

**श्रीसनत्सुजात उवाच–શ્રીસનત્સુજાત બોલ્યા–કહે છે.**

**अमृत्युः कर्मणा केचिन्मृत्युर्नास्तीति चापरे ।**
**शृणु मे ब्रुवतो राजन्यथैतन्मा विशङ्किथाः ॥ ३ ॥**

અર્થ–કોઇ (મૃત્યુ–બંધ–સત્ય છે એમ માની) કર્મ વડે અમૃત્યુ થવા ઇચ્છે છે. અને બીજા મૃત્યુ નથી એમ માને છે. એ બાબતમાં શંકા કરવાનું છોડી દઇને હે રાજા હું કહું તે તમે સાંભળો. ૩

વિવરણ–બ્રહ્મચર્ય પાળવાથી મૃત્યુ–બંધ–નો નાશ થાય છે. તેથી મૃત્યુનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અને સાધનવડે તે બંધનો નાશ થાય છે. અર્થાત્ મૃત્યુ છે. આ પક્ષને માનનારા પુરૂષો અવિદ્યાગ્રસ્ત છે. તેથી પરમાર્થથી મૃત્યુનો સદ્ભાવ માનીને અમૃતત્ત્વ–મોક્ષ–ને

માટે વેદમાં કહેલાં કર્મ કરે છે. તેમ જ વિષયના વિષથી અંધ થએલાઓ પણ એમ સમજે છે કે વિષય રહિત-નિર્વિષય મોક્ષ નથી. પણ કર્મ કરવાથીજ અમૃત્યુ-દેવભાવની પ્રાપ્તિ થાય છે. તેમાં-વિષયમાં રાગવાળા પુરૂષો એમ કહે છે કે—

**अपि वृन्दावने शून्ये सृगालत्वं स इच्छतु ।**
**न तु निर्विषयं मोक्षं कदाचिदपि गौतम ॥**

**અર્થ**-તે વૃન્દાવનના શૂન્ય-ઉજ્જડ-ભાગમાં સૃગાલ-શિયાળ-થવાને ઇચ્છે છે, પણ વિષયરહિત મોક્ષને કદિ ચાહતા નથી. વળી પરમાત્મા સિવાય બીજું નહિ જોનારા જ્ઞાનકર્મના સમુચ્ચય વડે-મૃત્યુ-બંધનો અભાવ કહે છે.

બીજા જે અદ્વિતીય આત્મદર્શી છે તે બીજું જોતાજ નથી તેથી 'મૃત્યુ નથી' એમ કહે છે. હે રાજન્! આ પક્ષોમાં વિરોધ ન આવે એવી રીતની જે બાબત હું તને કહું છું તે તું શ્રવણ કર. અને મારા કહેલા અર્થમાં તું કશી શંકા કરીશ નહિ.

કેવી રીતે?-

**उभे सत्ये क्षत्रियाद्यप्रवृत्ते**
**मोहो मृत्युः संमतो यः कवीनाम् ।**
**प्रमादं वै मृत्युमहं ब्रवीमि**
**सदाप्रमादममृतत्वं ब्रवीमि ॥ ४ ॥**

**અર્થ**-હે ક્ષત્રિય! તે બેઉ પક્ષ સત્ય છે અને સૃષ્ટિના આરંભકાલથી જ છે. જે મોહ છે તે મૃત્યુ છે. એમ વિવેકીઓ માને છે. હું પ્રમાદને મૃત્યુ કહું છું-અને સદા અપ્રમાદને અમૃતત્ત્વ-મોક્ષ-કહું છું. ૪

વિવરણ-હે ક્ષત્રિયરાજા! એક પક્ષ કહે છે કે મૃત્યુ-બંધ નથી

અને બીજો પક્ષ કહે છે કે બંધ છે. એમાં તારે શંકા કરવી નહિ. કારણ કે બેઉ પક્ષ સૃષ્ટિની સાથે જ ચાલ્યા આવે છે. અને તે બેઉ સત્ય છે. અત્રે એવી શંકાને અવકાશ છે કે વિરોધી બેઉ પક્ષો સત્ય કેમ હોઈ શકે? તેનું સમાધાન એ છે કે જો મૃત્યુ–બંધ પરમાર્થરૂપ હોય તો છે અને નથી એમ કહેવામાં વિરોધ આવે. પણ એવું છે નહિ. ત્યારે મૃત્યુ–બંધ એટલે શું? જે મોહ–મિથ્યાજ્ઞાન–અનાત્મામાં આત્મઅભિમાન એજ મૃત્યુ, એમ કેટલાએક વિવેકીઓ માને છે. તે જીવની અવસ્થા ભેદે કરીને સંભવે છે. જીવ જ્યારે અજ્ઞાન દશામાં હોય છે ત્યારે તેને મૃત્યુબંધ છે. જ્ઞાન દશામાં તે નથી. પણ સનત્સુજાત તો કહે છે કે હું તો પ્રમાદનેજ મૃત્યુ કહું છું. સ્વાભાવિક બ્રહ્મભાવથી પ્રચ્યુતિ એજ પ્રમાદ. એજ મિથ્યાજ્ઞાન–મોહનું પણ કારણ છે. આત્મતત્ત્વનું અનવધારણ–આત્માનું અજ્ઞાન એજ મૃત્યુ–બંધ–છે. તેજ જન્મ મરણાદિ સર્વ અનર્થનું બીજ છે. તેને જ અનાદિ કાળનું અજ્ઞાન પણ કહે છે. શ્રુતિ કહે છે કે मृत्युर्वै तमः તમ–અજ્ઞાન એજ મૃત્યુ–બંધ છે. સ્વાભાવિક આત્મસ્વરૂપમાં સ્થિરતા તેને અમૃતત્ત્વ–મોક્ષ–કહું છું શ્રુતિ કહે છે કે–परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते । પરમ જ્યોતિ સ્વરૂપને પામીને પોતાના સ્વરૂપે રહે છે. તેથી સ્વરૂપમાં સ્થિતિ એજ મોક્ષ. વળી અનુગીતામાં કહે છે કે–

**एको यज्ञो नास्ति ततो द्वितीयो यो हृच्छयस्तमहमनुब्रवीमि ।**
**यस्मिन्निष्ठा सर्वमिदं ग्रसित्वा स्वरूपसंस्थाश्च भवन्ति मर्त्याः ॥**

**અર્થ**—જે હૃદયમાં સૂતો છે જેને હું એમ કહેવામાં આવે છે, જેમાં આ સર્વ (દશ્ય જગત્) ગ્રહણ કરીને સ્થિર થતાં મનુષ્યો સ્વસ્વરૂપને પામે છે. એજ એક યથાર્થ યજ્ઞ છે. બીજો યજ્ઞ નથી. મોક્ષ નિત્ય હોવાથી બીજા ગામની પેઠે પ્રાપ્ત કરવા યોગ્ય નથી. ઘડાની પેઠે ઉત્પન્ન થઇ શકતો નથી. દૂધમાંથી દહીં બને તેવો વિકારી નથી. વાસણ માંજીને સાફ કરીએ તેવો સંસ્કાર્ય પણ નથી. અર્થાત્ ચારે

પ્રકારની ક્રિયાના ફલથી વિલક્ષણ છે. માટે કર્મ સાધ્ય નથી. अमृत्युः कर्मणा केचित् । કર્મ વડે અમૃત્યુ છે એમ કોઈ કહે છે. પણ તે પક્ષ બરાબર નથી. એ વાત આગળ कर्मोदये એ નવમા શ્લોકમાં શ્રી સનત્સુજાતજ કહેશે. એટલે સ્પષ્ટ થશે કે જ્ઞાનથીજ મોક્ષ છે. જ્ઞાન એજ અમૃત્યુનું કારણ છે. સ્મૃતિ પણ કહે છે કે ज्ञानं सम्यगवेक्षणम् । સારી પેઠે ઊંડા ઉતરીને અવલોકન કરવું વિચારવું–એજ જ્ઞાન અને તેનાથી મોક્ષ–અમૃત્યુ.

પ્રમાદ એ મૃત્યુ–બંધ–છે. અપ્રમાદ એ અમૃત્યુ–મોક્ષ–છે એ શી રીતે જણાય ? એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે કે—

**प्रमादाद्वा असुराः पराभव-**
**न्नप्रमादाद्ब्रह्मभूताः सुराश्च ।**
**न वै मृत्युर्व्याघ्र इवात्ति जन्तू-**
**न्नाप्यस्य रूपमुपलभ्यते हि ॥ ५ ॥**

**અર્થ**—પ્રમાદથી અસુરો–રાક્ષસો મૃત્યુ–બંધને વશ થાય છે, અપ્રમાદથી દેવતાઓ બ્રહ્મભાવને પામે છે. મૃત્યુ કાંઇ વાઘની પેઠે જીવોને ખાઇ જતું નથી. તેમ તેનું સ્વરૂપ પણ જોવામાં આવતું નથી. ૫

**વિવરણ**—સ્વાભાવિક બ્રહ્મભાવમાંથી પ્રચ્યુત થવાથી અને અનાત્મામાં આત્મભાવના કરવાથી વિરોચન વિગેરે અસુરો પરાભવ પામ્યા. શ્રુતિમાં अनुपलभ्यात्मानं । આત્માને પામ્યા વિના, (ત્યાંથી આરંભ કરી) देवा वा असुरा वा ते पराभविष्यन्ति । દેવો અથવા અસુરો પરાભવને પામશે. એમ છેવટે કહેલું છે. સ્વાભાવિક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મમાં સ્થિર રહેવાથી ઇન્દ્રાદિ દેવો બ્રહ્મભૂત થાય છે. શ્રુતિ કહે છે કે तं वा एतं देवा आत्मानमुपासते तस्माच्च तेषां सर्वे लोका आप्ताः सर्वे च कामाः । દેવતાઓ તે આત્માને ઉપાસે છે તેથી સર્વ લોકોની તેમને પ્રાપ્તિ થાય છે અને તેમની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.

અથવા બીજો પ્રકાર असुषु प्राणेसु इन्द्रियेष्वेव रमन्त इत्युसुराः अनात्मविदो वैषयिकाः प्राणिनोऽसुराः । પ્રાણો અને ઇન્દ્રિયોમાં રમે તે અસુર, અનાત્મવિદ્ વિષયાસક્ત જીવો તે અસુર, જીવ પ્રમાદથી અસુર થાય છે. એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ઈર્ષ્યા વિગેરે આસુરી વૃત્તિઓને આધીન થાય છે. તેથી સ્વભાવિક બ્રહ્મભાવનાને ઓલંઘીને તિર્યગાદિ યોનિને પામે છે. મૃત્યુ–બંધમાં–આવે છે. बहृच-चब्राह्मणोपनिषत्- तस्मान्न प्रमाद्येत्तन्नातीयान्न ह्यत्यायन्पूर्वे येऽत्यायंस्ते पराबभूवुः ॥ તેથી પ્રમાદ કરવો નહિ. અપ્રમાદી પોતાના સ્થાનથી ચ્યુત થતો નથી. પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા વિના કોઇ પરાભવ પામતું નથી. માટે પ્રમાદ ન કરવો. જ્ઞાની જીવો પ્રમાદ કરતા નથી તેથી બ્રહ્મભાવને પામે છે. स्वस्मिन्नात्मन्येव रमन्ति इत्यात्मविदः सुराः । બ્રહ્મભાવને પામનાર સુર કહેવાય છે. પોતાના આત્મામાં રમે તે આત્માને જાણનાર સુર–દેવો–કહેવાય છે. વળી કહેલું છે કે—

**आत्मन्येव रतिर्येषां स्वस्मिन्ब्रह्मणि चाचले ।**
**ते सुरा इति विख्याताः सूरयश्च सुरा मताः ॥**

**અર્થ**—જેઓની આત્મામાંજ રતિ–પ્રીતિ–છે જે પોતાના બ્રહ્મસ્વરૂપમાં અચલ છે તે પ્રસિદ્ધ દેવતા કહેવાય છે. પંડિતો એ દેવતા છે એમ કહે છે. જીવ વસ્તુતઃ બ્રહ્મરૂપજ છે. પરંતુ અવિદ્યાની ઉપાધિને લીધે જીવ પોતાને જૂદો માની લે છે. તેનુંજ નામ મિથ્યાજ્ઞાન. વિદ્યાના પ્રતાપથી જ્યારે તેની નિવૃત્તિ થઇ જાય છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. એજ બ્રહ્મમાં સ્થિતિ. શ્રુતિ પણ કહે છે કેब्रह्मैव सन् ब्रह्माप्येति । બ્રહ્મ છતાં બ્રહ્મનેજ પામે છે.

કોઈ એમ કહે કે સર્વ જન્તુનો નાશ કરનાર મૃત્યુ પ્રસિદ્ધ છે. છતાં પ્રમાદ એજ મૃત્યુ એમ કેમ કહો છો? તેનું સમાધાન આપે છે કે મૃત્યુ કાંઇ વાઘની પેઠે પ્રાણીઓને ખાઈ જતું નથી. એટલે વાઘની

પેઠે જો તેનું સ્વરૂપ દેખાતું હોત તો મૃત્યુનું અસ્તિત્વ સિદ્ધ થાત પણ તેમ નથી માટે મૃત્યુ નથી,

શંકા—દેખાતું નેથી એમ કેમ કહો છો સાવિત્રીના ઉપાખ્યાનમાં કહેલ છે કે—

**अथ सत्यवतः कायात्पाशबद्धं वशं गतम् ।**
**अंगुष्टमात्रं पुरुषं निश्चकर्ष यमो बलात् ॥**

**અર્થ**—તે પછી સત્યવાનના શરીરમાંથી; પાશવડે બાંધેલ, અધિન થએલ અંગુઠા જેવડા તેના જીવાત્માને યમરાજ બળથી બહાર ખેંચવા લાગ્યા. આ શ્લોકમાં યમનું-મૃત્યુનું સ્વરૂપ કહેલું છે, તેનો જવાબ આપતાં કહે છે કે—

**यमं त्वेके मृत्युमतोऽन्यमाहु-**
**रात्मावासममृतं ब्रह्मचर्यम् ।**
**पितृलोके राज्यमनुशास्ति देवः**
**शिवः शिवानामशिवोऽशिवानाम् ॥ ६ ॥**

**અર્થ**—કેટલાએક પ્રમાદરૂપ મૃત્યુથી ભિન્ન એવા યમને મૃત્યુ કહે છે. બ્રહ્મચર્ય પાળવાથી આત્માનો અમૃતત્વમાં વાસ થાય છે. તે યમરાજા પિતૃલોકમાં રાજ્ય કરે છે. પુણ્ય કર્મ કરનારાઓનું કલ્યાણ કરે છે સુખ આપે છે, ને પાપીઓને દુઃખ આપે છે–અકલ્યાણ કરે છે.

વિવરણ—સાવિત્રીના આખ્યાનમાં મૃત્યુની વાત છે ખરી તથાપિ તે સાક્ષાત્મૃત્યુ નથી. ત્યારે મૃત્યુ કોણ? જે પ્રમાદ છે તેજ મૃત્યુ. તેજ અજ્ઞાન–કારણકે તે સાક્ષાત્ વિનાશનો હેતુ છે શ્રુતિ પણ એમજ કહે છે કે न चेदिहावेदीन्महती विनष्टिः । આ જન્મમાં આત્મ-સ્વરૂપ નહિ જોશે તો મોટું નુકસાન થશે. તેમજ બૃહદારણ્યમાં પણ પ્રમાદ નામક અજ્ઞાનનેજ સાક્ષાત્મૃત્યુ કહેલ છે યથામૃત્યુર્વૈ તમો

ज्योतिरमृतम् ॥ तम-અજ્ઞાન મૃત્યુ છે અને જ્યોતિ-જ્ઞાન અમૃત છે. માટે પ્રમાદ એજ સાક્ષાત્ સર્વ અનર્થનું બીજ છે. તેથી પ્રમાદ કરવો નહિ. પણ સદા અદ્વિતીય સચ્ચિદાનંદ બ્રહ્મભાવમાં સ્થિર રહેવું.

અજ્ઞાન-મૃત્યુ-એ બંધમાં કારણ છે. વિજ્ઞાન એ મોક્ષમાં હેતુ છે. એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે-अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः । અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાયું છે તેથી જીવો મોહ પામે છે. માટે પ્રમાદ એ મૃત્યું અને અપ્રમાદ એ મોક્ષ છે. મોક્ષ નિત્ય સિદ્ધ હોવાથી તે કર્મસાધ્ય નથી તેમ કર્મપ્રાપ્ય પણ નથી. કારણ કે તે નિત્ય પ્રાપ્ત છે. શ્રુતિ પણ કહે છે કે एष नित्यो महिमा ब्राह्मणस्य न कर्मणा वर्धते नो कनीयान् । तस्यैव स्यात्पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन ॥ તે બ્રહ્મનો આ નિત્ય મહિમા છે જે કર્મથી વધતો કે ઘટતો નથી. જે તેના-બ્રહ્મના પદને જાણે છે. તે જાણીને પછી પાપકર્મથી લેપાતો નથી. તથા-तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय । तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः । તે બ્રહ્મને જાણીને મૃત્યુને તરી જાય છે. જ્ઞાન સિવાય બીજો મોક્ષનો માર્ગ નથી. ધીર પુરૂષ તેને જાણીને જ પરમાત્મબુદ્ધિ કરે છે. માટે જ્ઞાન એજ મોક્ષનું સાધન છે. તે જ્ઞાન-મોક્ષ અથવા બ્રહ્મના સ્વરૂપને સમજાવતાં શ્રુતિ કહે છે-न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैः तपसा कर्मणा वा । ज्ञान प्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमान; ॥ તે જ્ઞાન સ્વરૂપ, આંખવડે ગ્રહણ કરી શકાતું નથી, વાણીવડે જાણી શકાતું નથી, કોઈ દેવતાઓવડે જાણી શકાતું નથી, તપથી કે કર્મથી પણ સમજી શકાતું નથી; પણ જ્ઞાનના પ્રસાદથી વિશુદ્ધ અંતઃકરણવાળો જિજ્ઞાસુ જ્યારે ધ્યાન કરે છે ત્યારે તે નિષ્કલ-સ્ફુરણ રહિત બ્રહ્મને જુએ છે. તેમજ ભગવાન પણ મોક્ષનેજ જ્ઞાનનું સાધન કહે છે. કે-

**अन्तवन्तः क्षत्रिय ते जयन्ति लोकाञ्जनाः कर्मणा निर्मितेन ।**
**एवं मृत्युं जायमानं विदित्वा ज्ञानेन तिष्ठन्न बिभेति मृत्योः ॥**

અર્થ—હે રાજા! કર્મવડે નિર્માણ થએલા અન્તવાળા લોકોને તે જનો જીતે છે. એ પ્રમાણે જન્મ મરણવાળાં કર્મને જાણીને જ્ઞાનમાં નિષ્ઠાવાળા મૃત્યુથી બીતા નથી. મોક્ષ ધર્મમાં પણ કહ્યું છે કે-

**कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते ।**
**तस्मात्कर्म न कुर्वन्ति यतयः पारदर्शिनः ॥**

અર્થ-કર્મથી જીવાત્મા જન્મ મરણ રૂપ સંસારમાં બંધાય છે. અને જ્ઞાનથી મુક્ત થાય છે. તેથી તત્ત્વજ્ઞાનને જાણનારા યતિઓ કર્મ કરતા નથી. જેવા જ્ઞાની તેવા કર્મકાંડી નથી કારણ કે જ્ઞાનવડે સંસાર દુર્ગ તરી જવાય છે યજ્ઞવડે નહિ. જ્ઞાન એજ મોક્ષનું સાધન છે એમ માનનારને સર્વ કર્મનો પરિત્યાગ કરવાનું શ્રીવેદાચાર્ય મહર્ષિ મનુ કહે છે કે-

**यथोक्तान्यपि कर्माणि परिहाप्य द्विजोत्तमः ।**
**आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥**

અર્થ—શ્રેષ્ઠદ્વિજ! કહેલાં સર્વ કર્મનો પરિત્યાગ કરીને વેદાભ્યાસ, શમ-મનોનિગ્રહ અને આત્મજ્ઞાનમાં યત્ન કરનારો થાય. જ્ઞાન તેજ છે કે જે કેવલ મોક્ષરૂપ ફલને આપે, તેથી બુદ્ધિમાન પુરૂષે વિમલ કૈવલ્ય જ્ઞાનના સાધનને જાણવા, સાંભળવા અને જોવા યત્ન કરવો. જે એક છે સર્વત્ર વ્યાપક છે.નિત્ય, નિર્મલ, આનંદરૂપ કેવલ ચિન્માત્ર છે તેજ જ્ઞાનનું દર્શન છે તેજ પરમજ્ઞાન અને એજ મોક્ષ કહેવાય છે. અને એજ નિર્મલ કૈવલ્ય બ્રહ્મભાવ છે. એ પરમતત્ત્વનો આશ્રય કરીને તત્પરાયણ થએલા તેમાં નિષ્ઠાવાળા યતિયો મત્સર રહિત થઇને તે પદને પામે છે.

શંકા—ત્યારે શું કર્મનું અનુષ્ઠાન ન કરવું? કર્મ ન કરવાં એમ નહિ પણ જ્ઞાનીને તે અનુષ્ઠેય નથી. ભગવાન્ વાસુદેવ પણ કહે છે કે-

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥**

**અર્થ**—જે માણસ આત્મામાં પ્રીતિવાળો હોઈ આત્મામાંજ તૃપ્ત છે અને પોતાના સ્વરૂપમાંજ જેને સંતોષ છે તેને કોઈ કર્મ કરવાનું છેજ નહિ. તેમજ બ્રહ્માંડપુરાણમાં કહે છે કે कावषेयाः—

**किमद्य नश्चाध्ययनेन कार्यं किमर्थवन्तश्च मखैर्यजामः ।**
**प्राणं हि वाप्यनले जोह्वोमः प्राणानले जुह्वीमोति वाचम् ॥**

**અર્થ**—અમારે વેદના અધ્યયનનું શું પ્રયોજન છે? કયા અર્થને માટે અમો યજ્ઞનું યજન કરીએ? અમારા વ્યષ્ટિ પ્રાણને સમષ્ટિ અગ્નિમાં હોમીએ છીએ. અને પ્રાણાગ્નિમાં વાણીનો હોમ કરીએ છીએ. એમ બહ્વૃચ બ્રાહ્મણોપનિષદ્‌માં પણ કહેલું છે કે 'શા અર્થ સારૂ અમે ભણીએ' તેમ જ બૃહદારણ્યકમાં પણ વિદ્વાન માટે કર્મસંન્યાસ કહેલો છે. एतद्धस्मवैतत्पूर्व विद्वांसः प्रजा न कामयन्ते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्मायं लोक इति ते हस्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ॥ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થએલી ન હોય તે પહેલાં જ વિદ્વાન્ પુરૂષ પ્રજાની કામના કરતો નથી. તે વિચાર કરે છે કે હું પ્રજાવડે શું કરી શકીશ. એનાથી આ આત્મા અથવા આલોક મળશે નહિ. એમ વિચાર કરીને તે પુત્રની એષણા, ધનની ઇચ્છા, ને લોકની એષણાનો પરિત્યાગ કરી ભિક્ષાચર્યામાં ફરે છે. તેમજ લિંગપુરાણમાં પણ કહેલું છે કે—

**ज्ञानामृते तृप्तस्य कृतकृत्यस्य योगिनः ।**
**नैवास्ति किञ्चित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित् ॥**

**અર્થ**-જ્ઞાનરૂપ અમૃતથી કૃતકૃત્ય થએલા યોગીને કોઈ પણ પ્રકારનું કર્તવ્ય છે જ નહિ. અને જો કોઈ પ્રકારનું કર્તવ્ય હોય તો તે તત્ત્વવિદ્ નથી. તથા અથર્વવેદ કહે છે કે-नैतद्विद्वानृषिणा विधेये नरुन्ध्यते विधिना शब्दकारः ॥ જ્ઞાની ઋષિયોને કોઈ વિધિ અટકાવનાર નથી. ત્યારે કર્માનુષ્ઠાન કોણે કરવું? જે અજ્ઞાની છે અને જ્ઞાનયોગની

ઇચ્છાવાળો છે. તેણે સર્વકર્મનું સર્વદા અનુષ્ઠાન કરવું. જ્ઞાનીએ નહિ. ભગવાન પણ કહે છે કે—

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥**

અર્થ—આ લોકમાં મેં પહેલાં બે પ્રકારની નિષ્ઠા કહેલી છે. (૧) સાંખ્યોને માટે જ્ઞાનયોગ અને (૨) યોગિયોને માટે કર્મયોગ છે. યતિયોને આલોક કે પરલોકના અભ્યુદયની ઇચ્છા હોતી નથી માટે તેમને કર્મની જરૂર નથી. ગૃહસ્થાશ્રમીઓને માટે કર્મની જરૂર છે. આ રીતે બેઉ યોગના અધિકારી પૃથક્ પૃથક્ હોવાથી તેનું સાંકર્ય થતું નથી. વળી—જે પુરૂષ જ્ઞાનમાં આરૂઢ થવાને ઇચ્છે છે તેને જ્ઞાનમાં આરૂઢ કરનાર ચિત્તશુદ્ધિદ્વારા કર્મ કારણ છે. જ્ઞાનમાં રૂઢ થએલાને શમ કારણ છે. તથા શ્રીવેદવ્યાસ પણ કહે છે કે—

**द्वाविमावथ पन्थानौ यत्र वेदाः प्रतिष्ठिताः ।**
**प्रवृत्तिलक्षणो धर्मो निवृत्तौ च व्यवस्थितः ॥**

અર્થ—આ બે માર્ગો વેદમાં પ્રતિષ્ઠિત છે. [(૧) પ્રવૃત્તિરૂપ ધર્મ અને બીજો (૨) નિવૃત્તિધર્મ] પ્રવૃત્તિ લક્ષણવાળો ધર્મ નિવૃત્તિમાં વ્યવસ્થિત છે. ટુંકામાં બેઉ ધર્મ અનાદિ કાળના છે.

કોઈ એવો પૂર્વપક્ષ કરે કે—આરૂરૂક્ષુએ પણ કર્મનું અનુષ્ઠાન કરવું નહિ. કેમકે कर्मणा वध्यते जन्तुर्विद्यया च विमुच्यते । કર્મ વડે જીવ બંધાય છે ને જ્ઞાનથી મુક્ત થાય છે. તે વાત સત્ય છે. પણ જે પુરૂષ ઇશ્વરાર્પણ બુદ્ધિથી ફલની ઇચ્છા વિના કર્માનુષ્ટાન કરે છે તેને તે કર્મ બંધમાં હેતુ થતું નથી. ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે—

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥**

અર્થ-ઇશ્વરને અર્પણ કર્યા વિનાના અન્ય કર્મ આ લોકમાં બંધન કરનાર છે. માટે હે અર્જુન તું સંગનો-ફલનો-ત્યાગ કરીને પ્રભુ પ્રીત્યર્થે કર્મ કર. વિહિત કર્મ ન કરવાથી, કામ્ય અને નિષિદ્ધ કર્મ કરવાથી પુરૂષ બંધનમાં પડે છે. યજ્ઞ એ વિષ્ણુ-પરમાત્મ-સ્વરૂપ છે. તેમાં અર્પણ કરવાથી પુરૂષ બંધનમાં આવતો નથી. ત્યારે આવા કર્મનું અનુષ્ઠાન શા માટે કરવું? જવાબ એ છે કે ચિત્તની શુદ્ધિ માટે શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વયં કહે છે કે-

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥

અર્થ—કેવલ શરીર, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોવડે યોગીઓ ફળનો ત્યાગ કરીને કર્મ કરે છે. તે કેવળ મનની શુદ્ધિ માટે છે. કારણ કે યજ્ઞ, દાન અને તપ મનુષ્યને પવિત્ર કરનાર છે. જેની જ્ઞાનમાં સ્થિતિ છે. અને જેણે કર્મફલનો ત્યાગ કર્યો છે. જે પ્રભુને માટે કર્મ કરે છે તે સર્વ કર્મ બ્રહ્મબુદ્ધિવડે લય પામે છે. એટલે જન્મ મરણમાં કારણ થતાં નથી. તેમજ—

कषायपक्तिः कर्माणि ज्ञानं तु परमा गतिः ।
कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते ॥

અર્થ—કર્મો-કષાયને-મનમાં રહેલા સૂક્ષ્મરાગને પકવનાર છે અને જ્ઞાન એ શ્રેષ્ઠ ગતિ છે. કર્મો વડે કષાયનો પરિપાક થતાં જ્ઞાનની પ્રવૃત્તિ થાય છે.

એવી શંકા કરવામાં આવે કે કર્મો પણ મોક્ષમાં કારણ છે. કેમકે શ્રુતિ કહે છે કે—विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह જે પુરૂષ વિદ્યા-જ્ઞાન અને અવિદ્યા-કર્મ-બેઉને સાથે જાણીને ઉપાસે છે તેમજ कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । આ સંસારમાં કર્મ કરતોજ

પુરૂષ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરે. તેમજ મહર્ષિ મનુ પણ કહે છે કે-

**तपो विद्याच विप्रस्य निःश्रेयसकरे उभे ।**

અર્થ-તપ-કર્મ-અને વિજ્ઞાન બેઉ બ્રાહ્મણનું શ્રેય કરનાર છે. પરંતુ એ શંકા બની શક્તિ નથી. કારણ કે પૂર્વ પરના અનુસંધાન વિનાજ ભ્રાન્તિ-બંધ-મૃત્યુ થાય છે. વિદ્યા અને અવિદ્યા બેઉના વિષય પણ ભિન્ન કહેલા છે. અવિદ્યાથી મૃત્યુને તરીને વિદ્યાવડે સુખ અનુભવે છે. પ્રકાર આવો હોવાથી કર્મ જ્ઞાનના સમુચ્ચયને અવકાશ મળી શકે તેમ નથી. વળી સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે तपसा कल्मषं हन्ति विद्ययामृतमश्नुते ॥ તપ વડે પાપનો નાશ થાય છે અને વિદ્યા-જ્ઞાનથી મોક્ષ મળે છે. નિત્ય નૈમિતિક કર્મ એજ તપ છે. તેથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. તેમજ આ સર્વ ઇશ્વિર વડે ઢાંકવું વિશ્વને ઇશ્વિર સ્વરૂપે જોવું, આ રીતે સર્વને ઇશ્વિર સ્વરૂપે જોનારો કૃતાર્થ થાય છે. ઇશ્વરને જોનારો પોતાની આત્મ દૃષ્ટિને અખંડ રાખે છે. આ બાબત આત્મ દર્શીને માટે કહેવામાં આવી છે. જે પુરૂષ આત્મ સ્વરૂપને આ પ્રમાણે જાણતો નથી તેને શ્રુતિ આજ્ઞા કરે છે કે તે સો વર્ષ સુધી કર્મ કરતો જીવે. અર્થાત્ દેહાભિમાનીને અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરવાની જરૂર છેજ. માટે એ શ્રુતિ વાક્ય અંતઃકરણની શુદ્ધિનું સાધન છે મોક્ષનું સાધન નથી. જો કે એમ કહેવામાં આવ્યું છે કે तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥ એમાં च શબ્દ પડયો છે તેથી સમુચ્ચય જેવું જણાય છે. તો પણ પ્રસિદ્ધ શ્રુતિના વિનિયોગ પ્રમાણે જ યોજના કરવી જોઇએ. અનુગીતામાં ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે કર્મનું શુદ્ધિદ્વારાજ મોક્ષમાં સાધનપણું છે યથા—

**नित्यनैमित्तिकैः शुद्धैः फलसङ्गविवर्जितैः ।**
**सत्त्वशुद्धिमवाप्याथ योगारूढो भविष्यति ॥**

योगारूढस्ततो याति तद्विष्णोः परमं पदम् ।
गुरुभक्त्या च धृत्या च धर्मभक्त्या श्रुतेन च ॥
विष्णुभक्त्या च सततं ज्ञानमुत्पद्यतेऽमलम् ।
तस्माद्धर्मपरो भूत्वा वेदास्तिक्यसमन्वितः ॥
कुर्वन्वै नित्यकर्माणि यथाशक्ति स बुद्धिमान् ।
फलानि पर आसाद्य वासुदेवे परात्मनि ॥
शुद्धसत्त्वो भवत्येव योगारूढश्च जायते ।

અર્થ—ફલની આશા છોડીને નિત્ય નૈમિતિક કર્મ કરવાથી ચિત્તની શુદ્ધિ થતાં યોગારૂઢ થવાશે. પછી યોગારૂઢ વિષ્ણુના પરમપદને પામે છે. ગુરૂભક્તિથી, ધીરજથી, ધર્મમાં પ્રેમ રાખવાથી, અને શ્રવણ કરવાથી તથા વિષ્ણુ ભક્તિવડે નિર્મલજ્ઞાન પ્રકટે છે. માટે બુદ્ધિમાન પુરૂષે સ્વધર્મ પરાયણ થઈ વેદપર આસ્થા રાખી યથા શક્તિ નિત્યાદિ કર્મ કરવાં. તેનું ફલ વાસુદેવને અર્પણ કરવું તેથી અંતઃકરણ શુદ્ધ થતાં સહજે યોગારૂઢ થવાશે. એજ વાત ભગવાન સનત્સુજાત પણ બીજા અધ્યાયના આઠમા શ્લોકમાં तदर्थमुक्तं० એ રીતે કહેશે.

કોઇ એવો પૂર્વપક્ષ કરે કે—અંતઃતકરણની શુદ્ધિદ્વારાજ કર્મ મોક્ષનું સાધન થાય છે. એમ શા માટે? સત્વ-અંતઃકરણની શુદ્ધિ વિના પણ જ્ઞાનથી મોક્ષ થાય છે. એ વાત સત્ય છે કે જ્ઞાનથીજ મોક્ષ થાય છે. પરતુ અંતઃકરણની શુદ્ધિ વિના એ જ્ઞાનજ ઉત્પન્ન થતું નથી. એમ અમે કહીએ છીએ. કહ્યું છે કે—

ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ।

અર્થ—પુરૂષના પાપકર્મનો ક્ષય થવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેમજ—

**अनेकजन्मसंसारचिते पापसमुच्चये ।**
**नाक्षीणे जायते पुंसां गोविन्दाभिमुखी मतिः ॥**
**जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।**
**नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥**

**અર્થ**—અનેક જન્મથી એકઠાં કરેલાં સંસારસમ્બન્ધી પાપ-સમુચ્ચયના વિનાશ વિના પુરૂષની બુદ્ધિ ગોવિન્દ તરફ વળતી નથી. હજારો જન્મમાં તપ, ધ્યાન અને સમાધિ કરવાથી જે પુરૂષનાં પાપ નાશ પામી ગયાં છે તેનામાંજ શ્રી કૃષ્ણની ભક્તિ પ્રકટ થાય છે. શ્રી કૃષ્ણપરમાત્મા પણ કહે છે કે અનેક જન્મમાં પુણ્યને એકત્ર કરતાં કરતાં મોક્ષને પામે છે. તેમજ કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ કરનાર તપસ્વી કરતાં પણ કર્મ યોગી-નિષ્કામ કર્મ યોગી શ્રેષ્ટ છે. પરોક્ષજ્ઞાની કરતાં પણ તે ઉત્તમ છે. સકામ કર્મ કરનાર કરતાં પણ તે સારો છે. એટલા માટે હે અર્જુન તું કર્મ યોગી થા. તેમજ स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ यतः प्रवृत्तिभूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ પોતપોતાનાં કર્મમાં પ્રીતિવાળો પુરૂષ સિદ્ધિને પામે છે. સ્વકર્મમાં પ્રેમ રાખનાર પુરૂષ જે રીતે સિદ્ધિ પામે છે તે પ્રકાર હે અર્જુન તું સાંભળ. જેનાથી ભૂત પ્રાણી માત્રની પ્રવૃત્તિ છે. જેના વડે આ સર્વ જગત વ્યાપ્ત છે, પોતાના કર્મથી તેની અર્ચના કરનારો પુરૂષ સિદ્ધિને પામે છે. યોગ નિષ્ઠાથી ઉત્પન્ન થનારા જ્ઞાનવડે જીવાત્મા વિદેહ કૈવલ્યને પામે છે. પણ તેનું અંતઃકરણ પરિપાક પામેલું હોવું જોઇએ. નહિ તો જ્ઞાન પ્રાપ્ત થવું કઠિણ છે. મહર્ષિ શ્રી યાજ્ઞવલ્કય કહે છે કે—तथाविपक्वकरण आत्मज्ञानस्य न क्षमः । અપકવ અંતઃકરણ આત્મજ્ઞાનને લાયક નથી. તેથી સ્પષ્ટ થાય છે કે વિશુદ્ધ અંતઃકરણવાળા-નેજ નિત્યાનિત્ય વિવેકદ્વારા મોક્ષસાધન જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. માટે સત્ત્વશુદ્ધિ સારૂ ઇશ્વરાર્પણ બુદ્ધિથી, મન, વાણી અને કાયાવડે શ્રોત

સ્માર્ત કર્મ કરવાં. ક્યાં સુધી કરવાં ? તેનો જવાબ એ છે કે અંતઃકરણ શુદ્ધ થઈ આલોક અને પરલોકનાં સુખની આશામાં વિરાગ પામી યોગારૂઢ થવાય. યોગારૂઢ થવાનું લક્ષણ શ્રીકૃષ્ણ પોતેજ કહેછે કે—

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥**

**અર્થ**—જ્યારે ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં જોડાય નહિ. અને કર્મમાં પણ જોડાય નહિં અને સર્વ પ્રકારના સંકલ્પનો જેણે ત્યાગ કર્યો છે તેવી સ્થિતિવાળો પુરૂષ યોગારૂઢ કહેવાય છે. તેમજ યજ્ઞ, દાન વગેરેથી શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ આ લોકઅને પરલોકના સર્વ સુખ આશાનો પરિત્યાગ કરે છે. ત્યારે યોગારૂઢ થાય છે. પછી તેને શમ મનો નિગ્રહજ કરવાનો છે. કર્મ કરવાનાં નથી. તેથી શમ દમાદિ સાધન સંપન્ન યોગી શ્રવણ મનન દ્વારા એકાન્તમાં સ્થિત થઇને આત્માનુંજ અનુસંધાન કરતો આશા રહિત થઈ સર્વનો પરિત્યાગ કરે છે. કેવા પ્રકારથી યોગનું અનુષ્ઠાન કરવું તે કહે છે. જે પ્રદેશમાં કાંકરા ન હોય, અગ્નિનો ભય ન હોય, બહુ રેતી ન હોય, બહુ શબ્દ થતા ન હોય, અને લોકોપયોગી જલાશય નજીક ન હોય. મનને અનુકૂલ, પવિત્ર તેવા પ્રદેશમાં બહુ ઉંચુ નહિ તેમ છેક નિચું પણ નહિ તેવી રીતે પ્રથમ દર્ભનું તેના ઉપર મૃગચર્મ અને તેના ઉપર પવિત્ર વસ્ત્ર એવું સ્થિર આસન જમાવવું, તેના ઉપર સ્વસ્તિક અગર પદ્માસન કે જે ઠીક લાગે તે આસનવાળીને બેસવું. બેસતી વખત શરીર, ડોક અને માથું એક લાઇનમાં સરખાં રાખવાં. પછી સર્વ કાર્ય અને કારણથી મુક્ત પૂર્ણાત્મામાં વૃત્તિ સ્થિર કરી; શરીરમાં શયન કરનાર, પૂર્ણાનંદ, નિરંજન, અપૂર્વ, અનપર, બ્રહ્મ; શ્રુતિ જેને નેતિ નેતિ કહીને સમજાવે છે તથા જે ભોગને સ્પર્શ કરતો નથી, જે સ્વરૂપનો ઉદય કે અસ્ત નથી એવું જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ—જેનો વાચક

ૐ છે તેનું ધ્યાન કરવું. તે વાત બ્રહ્માંડ પુરાણમાં કાવષેય ગીતામાં કહેલી છે કે—

**तस्माद्विमोक्षाय कुरु प्रयत्नं दुःखाद्विमुक्तो भवितासि येन ।**
**ॐब्रह्मशून्यं परमं प्रधानमानन्दमात्रं प्रणवं जुषस्व ॥**

અર્થ—દુઃખમાંથી વિમુક્ત થવાય, તેટલા માટે-મોક્ષ સારૂં પ્રયત્ન કર. દુઃખમાંથી છૂટવાનો ઉપાય એ છે કે ૐ બ્રહ્મ, જે જગત્ રહિત છે સર્વથી શ્રેષ્ઠ છે તે આનંદ માત્ર પ્રણવનું અનુસંધાન કર. એ રીતે અનુસંધાન કરતાં જ્યારે આત્માનેજ સાક્ષાત્પમાત્મ સ્વરૂપ જાણીશ. ત્યારે અજ્ઞાન અને તેના કાર્યનો નાશ થતાં, શોક રહિત કૃતકૃત્ય થઈશ. બૃહદારણ્યકમાં પણ કહે છે કે-आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः । किमिच्छन्कस्य कामाय शरीरमनु संज्वरेत् ॥ પુરૂષ જ્યારે પોતાનાજ આત્માને 'આ હું છું.' એમ પરમાત્મ સ્વરૂપે સમજે ત્યારે શાની ઈચ્છા કરતો કોની કામના માટે શરીરને બાળે-ચિન્તાગ્નિમાં પડે? તત્ત્વજ્ઞાની પુરૂષને હર્ષ શોક થતો નથી ઈશાવાસ્ય ઉપનિષત્માં કહે છે કે—यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ જે જ્ઞાનીને સર્વ ભૂતો આત્મા રૂપજ થયાં ત્યાં તે એકજ આત્માને જોનારાને મોહ કે શોક ક્યાંથી હોય? ન જ હોય. વળી કઠવલ્લીમાં પણ કહે છે—तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् । अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ॥ ધીર પુરૂષ તે દુર્દર્શ ગૂઢ બુદ્ધિ રૂપ ગુહામાં સ્થિર, કારણ કાર્ય સંઘાતમાં વ્યાપક, સનાતન બ્રહ્મ, આત્મામાં મનોવૃત્તિને સ્થિર કરીને (અધ્યાત્મ યોગથી) સાક્ષાત્ કરીને હર્ષ તથા શોકને ત્યજી દે છે. તે આત્માને જાણીને મૃત્યુના મુખથી મુક્ત થાય છે. ઉપાસક બ્રહ્મના સ્વરૂપને જાણીને કશાથી ભય પામતો નથી. જ્યારે ચિજ્જડ ગ્રંથી ભેદાય જાય છે, સર્વ સંશયો નાશ પામી જાય છે અને કર્મનો ક્ષય થઇ જાય છે

ત્યારે પરમાત્માના સ્વરૂપનું ભાન થાય છે. તેમ શ્રી ભગવાન્ પણ કહે છે કે—अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते । तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि । एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ તે પરમાત્મા અવ્યક્ત, અચિન્ત્ય, અને અવિકારી કહેવાય છે તેથી એ પ્રમાણે એને જાણીને તું શોક કરવાને યોગ્ય નથી. હે અર્જુન બુદ્ધિમાન્ એ પરબ્રહ્મ સ્વરૂપને જાણીને કૃતકૃત્ય થાય છે. તેમજ કાવષેય ગીતામાં પણ—आत्मनः शोकसंतीर्णो न बिभेति कुतश्चन । मृत्योः सकाशान्मरणादथवान्यकृताद्भयात् ॥ न जायते न म्रियते न वध्यो न च घातकः । न बध्दो बद्धकारी वा न मुक्ता न च मोक्षदः ॥ पुरुषः परमात्मायं यत्ततोऽन्यदसञ्च तत् । अज्ञानपाशे निर्भिन्ने च्छिन्ने महति संशये ॥ शुभाशुभे च संकीर्णे दग्धे बीजे च जन्मनाम् । प्रयति परमानन्दं तद्विष्णोः परमपदम् ॥ આત્માને જાણનારો પોતાના શોકને તરી જાય છે. અને મૃત્યુ તરફથી આવનાર મરણનો ભય, કે બીજા કોઇ તરફથી આવનાર બીજા પ્રકારનો ભય તે કશાથીએ બીતો નથી–ડરતો નથી. તે પરમાત્મા જન્મતો નથી, મરતો નથી, વધ કરવા યોગ્ય નથી, તેમ કોઇનો ઘાતક પણ નથી, તે બંધાયલો નથી, તેમ કોઇને બંધન કર્તા પણ નથી, તે મુક્ત પણ નથી ને મોક્ષ આપનાર પણ નથી. એજ પરમાત્મા પુરૂષ છે. તેનાથી ભિન્ન બધું અસત્ય છે. જ્યારે અજ્ઞાન પાશ ભેદાઇ જાય છે. અને મહાન્ સંશયો છેદાય છે, શુભાશુભ કર્મ વેરાઇ જાય છે. પુરૂષ બળેલા બીજ જેવો રહે છે. ત્યારે પરમાનંદને પામે છે. એજ વિષ્ણુનું પરમ પદ છે. મહાત્મા મનું પણ કહે છે કે—

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।**
**तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥**

**અર્થ**—સર્વ જ્ઞાનોમાં આત્મજ્ઞાન ઉત્તમ કહેલું છે. તેથી સર્વ પ્રકારની વિદ્યામાં તે મુખ્ય છે. તેથી મોક્ષ મેળવી શકાય છે. તેના-

બીજ જન્મની સફલતા થાય છે અને બ્રાહ્મણનો જન્મ વિશેષ સફલ થાય છે અને દ્વિજ ( ત્રિજાતિ ) તેને પામીને કૃતકૃત્ય થાય છે. બીજા પ્રકારથી નહિજ. માટે વિજ્ઞાનથીજ પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. માટે તેજ પૂર્ણ સ્વરૂપ–પરમાત્માને જાણવા ' તેજ હું છું ' બીજા કશાનું ચિંતવન કરવું નહિ. શ્રુતિ પણ કહે છે કે—तमेवधीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः । नानुध्यायाद्बहून् शब्दान्वाचो विग्लापनं हि तत् ॥ तमेवैकं जानथात्मानमन्या वाचो विमुञ्चथ ॥ एतज्ज्ञेयं नित्यमेवात्मसंस्थं नातः परं वेदितव्यं हि किंचित् ॥ અર્થ—ધીર બ્રાહ્મણ તેનેજ જાણીને નિશ્ચય કરે છે. બહુ શબ્દોનું ચિંતન કરવું નહિ. તે વાણીને થકવનાર છે. તે એકજ આત્માને જાણ. બીજી વાતોને છોડી દે. આત્મામાં રહેનારને હમેશાં એ આત્માજ જાણવા યોગ્ય છે તેનાથી ભિન્ન કાંઇ પણ જાણવા યોગ્ય નથી. ભગવાન વાસુદેવ પણ કહે છે કે—

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥**
**शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥**

અર્થ—સંકલ્પથી ઉત્પન્ન થનાર સર્વ કામનાનો પરિત્યાગ કરીને ચારે તરફથી મન વડે ઇન્દ્રિયોના સમૂહને નિયમમાં રાખીને ધૈર્ય પૂર્વક બુદ્ધિ વડે ઉપરામ થવું. મનને આત્મામાં સ્થિર કરીને કાંઈપણ ચિંતવન કરવું નહિ. આવી રીતે વર્તવાથીજ અંતઃકરણ શુદ્ધ થાય છે. અને શુદ્ધ ચિત્તમાં જ્ઞાન પ્રકટે છે ત્યારે પ્રમાદ જાય છે–બંધ–નાશ પામે છે. માટે પ્રમાદ એજ બંધ અથવા મૃત્યુ છે એમ કહેવામાં આવ્યું છે.

એ રીતે શાસ્ત્રાર્થ કહીને હવે ચાલતી વાત ઉપર આવે છે. કે પ્રમાદ એજ સર્વ અનર્થનું બીજ છે. માટે પ્રમાદનેજ હું મૃત્યુ કહું

જું. યમને નહિ છતાં યમની જે વાત કહેવામાં આવે છે. તે યમ સ્વરૂપ આત્મામાં અન્વય રૂપે નહિ પણ વ્યતિરેક રૂપે કલ્પેલ છે. તેથી મૃત્યુ આત્માની ઉપર પોતાની સત્તા કરીને રહેલું છે. જેમ દોરડીમાં સર્પની કલ્પના કરવામાં આવે છે તેમ આત્મામાં પણ યમની કલ્પના કરવામાં આવી છે તેથી બ્રહ્મચર્ય પાળવાથી ને આત્માનુ અનુસંધાન કરવાથી યમ આદિ કલ્પના જાલનો નાશ થઇ જાય છે, ને મોક્ષ મળે છે. યોગીઓને યમનો ભય રહેતો નથી શ્રુતિ કહે છે કે—न तस्य रोगो न जरा न मृत्युः । તેને રોગ, વૃદ્ધાવસ્થા કે મૃત્યુ નથી. એવી શંકા કરવામાં આવે કે જ્યારે યમને કલ્પેલ છે ત્યારે ઝાંઝવાનાં પાણીની પેઠે કોઇપણ જાતનું કાર્ય કરી શકે નહિ. તેનો જવાબ એ છે કે यादृशोयक्ष स्तादृशो बलिः ॥ જેવો યક્ષ તેવો બલિ. જેમ કોઇને સર્પ કરડયો હોય અને તે પોતાને ગરૂડ માનીલે એટલે સર્પનું ઝેર ઉતરી જાય તેમ કલ્પિત યમમાં પણ એક જાતની શક્તિ રહેલી છે. એ વિષય વિષથી અંધ થએલ પોતાના આત્માથી ભિન્ન જોનારની દૃષ્ટિમાં પ્રમાદથી જૂદો મૃત્યુ નામે દેવ છે. તે મનુષ્યની બુદ્ધિમાં રહે છે, મહર્ષિ મનુ કહે છે કે—

**यमो वैवस्वतो राजा यस्तवैष हृदि स्थितः ।**
**तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून्गमः ॥**

અર્થ—જે વૈવસ્વત નામે યમરાજા છે તે તારા હૃદયમાંજ રહેલ છે જો તેની સાથે તારે વિવાદ ન હોય તો પછી ગંગા કે કુરૂક્ષેત્રમાં જવાની જરૂર નથી. જે અમૃત સ્વરૂપ છે તે બ્રહ્મ સ્વરૂપમાં જેનું ચિત્ત રમણ કરે છે તે પુરૂષ બ્રહ્મનિષ્ટ છે. તેને મૃત્યુ સાથે વિવાદ નથી. કઠવલ્લીમાં કહેલ છે કે—कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ મારા સિવાય બીજો કોણ તે મદ અને અમદ ( અવિદ્યાના સંસર્ગથી સ્ત્રી, ધન, પુત્ર વગેરેનો મદ અને જ્ઞાન સ્વરૂપે અમદ) એવા દેવને જાણવાને યોગ્ય છે. કોઈ નહિ એજ અધ્યસ્ત યમરાજ પિતૃ

લોકમાં રાજ્ય કરે છે. જેમ એકજ દોરડી સર્પ રૂપે ને લાકડી રૂપે દેખાય છે તેમ એકજ યમદેવ પુણ્યશાળીને શિવ-કલ્યાણ રૂપે અને પાપીને અશિવ-ભયંકર રૂપે દેખાય છે,

એ રીતે પ્રમાદ એજ મૃત્યુ છે એમ મૃત્યુનું સ્વરૂપ નક્કી કરીને હવે તેના કાર્યને બતાવે છે.

**आस्यादेष निःसरते नराणां**
**क्रोधः प्रमादो मोहरूपश्च मृत्युः ।**
**अहंगतेनैव चरन्विमार्गा-**
**न्न चात्मनो योगमुपैति किंचित् ॥ ७ ॥**

**અર્થ**—અહંકારની આજ્ઞાથીજ મનુષ્યોને ક્રોધરૂપ, પ્રમાદરૂપ અને મોહરૂપ મૃત્યુ ઉત્પન્ન થાય છે. જીવ અહંકારને આધીન થવાથીજ અવળે માર્ગે ભટકે છે. કોઇ જીવ આત્મ યોગને-સ્વસ્વરૂપને પામતો નથી. ૭

વિવરણ—જે પ્રમાદ નામે અજ્ઞાનરૂપ મૃત્યુ છે. તે પ્રથમ આસ્ય રૂપે-અભિમાનરૂપે પરિણામ પામે છે. એજ અહંકાર. કહેલું છે કે—

**सर्वार्थाक्षेप संयोगादसुधातुसमन्वयात् ।**
**आस्य इत्युच्यते घोरो ह्यहंकारो गुणो महान् ॥**

**અર્થ**—સર્વ વિષયોના સંયોગથી અસુ ધાતુ પૂર્વક જે ઉત્પન્ન થાય છે તેને આસ્ય કહેવાય છે તે અહંકાર નામનો ઘોર ગુણ છે. એ અહંકારમાં સ્થિત જીવાત્માને અનેક પ્રકારની ઇચ્છાઓ થાય છે. તેથી એ ઇચ્છાનુસાર પોતાના વિષયમાં-કામનામાં પ્રવૃત થાય છે ને તેમાં જો વિધ્ન આવી પડે છે તો તેથી ક્રોધ ઉત્પન્ન થાય છે પ્રમાદ થઇ મોહ થાય છે તે અહંકારના તાદાત્મ્ય અધ્યાસથી અભિમાનની

ભાવના દૃઢ થવાથી હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું દુબળો છું; હું સ્થૂલ છું, અમુકનો પુત્ર ને અમુકના પુત્રનો પુત્ર છું એમ માની રાગ દ્વેષ પૂર્વક શ્રૌતસ્માર્તથી વિપરીત માર્ગે ચાલે છે આત્માની સાથે પરમાત્મ યોગને જરાપણ અનુભવતો નથી. અથવા અવિદ્યા, કામ અને કર્મ એ સંસારની ઉત્પત્તિમાં કારણ છે. તેમાં પ્રથમ અવિદ્યા પછીથી કર્મને ત્યાર પછી કામનું સ્વરૂપ કહે છે—अस्यत्ते क्षिप्यन्तेऽनेन संसारे प्राणिनः इत्याख्यः कामः ॥ જેના વડે પ્રાણીઓને સંસારમાં ફેંકવામાં આવે છે તેને કામ કહે છે. અથવા મુખની પેઠે સર્વ ખાઇ જનારો હોવાથી તે કામ કહેવાય છે. માટેજ ભગવાન્ શ્રી કૃષ્ણે કહેલું છે કે કામને ક્રોધ બહુ ખાનારા છે. કશાથી તેની પૂર્તિ થતી નથી. એ કામમાંજ મૃત્યુ રહેલું છે. તેથી અહંકાર રૂપ અજ્ઞાનને વશ થઈ અહંતા મમતા રૂપ જે ચિદાભાસ તે વડે ઉલટે રસ્તે ફરે છે.

જેમ અજ્ઞાનનો અભિમાની દેવતા યમ છે ને ક્રોધાદિકનું અભિમાન રાખનારા દેવો યમના દાસ છે. એ અધિ દૈવસ્વરૂપ છે તેમ અજ્ઞાનથી ક્રોધ ઉત્પન્ન થઇ તેથી જીવનું મૃત્યુ થાય છે એ અધ્યાત્મ બાબત છે. એવી શંકા કરવામાં આવે કે–તમે કહો છો કે અજ્ઞાન આત્મામાં રહેલું છે તો પૂછવાનું એ કે, એ અજ્ઞાન આત્માથી જૂદું છે કે આત્મા રૂપ છે? જો આત્મ રૂપ છે એમ કહેશો તો મુક્તને પણ ફરીને બંધનનો સમય આવી લાગશે. ને જો જૂદું માનીશું તો સાંખ્યાચાર્યની માનેલી પ્રકૃતિની પેઠે તેનું પણ અનિત્યપણું સિદ્ધ થશે તેનું સમાધાન આપે છે કે જીવો જ્યારે અહંકારની સાથે સંગ કરે છે અર્થાત્ વિષયોનો ઉપભોગ કરવા માંડે છે. પરંતુ મુક્ત દશામાં તો અહંકારનો આશ્રય કરનાર જે ચિદાભાસ્ તેનો નાશ થઇ જાય છે. નેકેવળ શુદ્ધ આત્માજ રહે છે તે આત્માથી અજ્ઞાનનો ફરીને ઉદય થતોજ નથી. તેમ તેનાથી જૂદુ પણ અજ્ઞાન રહેતું નથી આવો ભાવ છે. જો કે અહંકારનો સુષુપ્તિમાં લય થઇ જાય છે ખરો, પણ ત્યાં સૂક્ષ્મ રૂપે રહે છે. તેથી જ્ઞાન થતું નથી ને જ્ઞાન વિના કોઇ પ્રાણી

આત્માની સાથે એકતા પામતો નથી. એટલા માટે અહંકારના નાશની પહેલાં જીવાત્મા ક્રોધાદિમાં રહેલા મૃત્યુની સાથે જોડાય છે.

ते मोहिता तद्वशे वर्तमाना
इतः प्रेतास्तत्र पुनः पतन्ति ।
ततस्तं देवा अनुपरिप्लवन्ते
अतो मृत्युं मरणादभ्युपैति ॥ ८ ॥

**અર્થ**—ક્રોધાદિકથી મોહ પામેલા જીવો મૃત્યુને વશ થઈને અહીંથી મૃત્યુને પામે છે (યમલોકમાં જાય છે) ને પુનઃ ત્યાંથી પાછા પડે છે. ત્યારે સર્વ ઇન્દ્રિયો પણ તેની પાછળ પાછળજ જાય છે ને મરણથી મૃત્યુને પામે છે.

**વિવરણ**—સંસારાસક્ત જીવો અહંકારાદિ રૂપે પરિણામ પામેલા અજ્ઞાનથી મોહ પામીને દેહને વિષે આત્મભાવના કરતા મૃત્યુને વશ અહીંથી ધૂમાદિ માર્ગે પરલોકમાં જાય છે ને ત્યાં જેટલો તેમનો કર્મ ભોગ હોય તેટલો ભોગવી લે છે ત્યારબાદ ફરીને આકાશ, વાયુ, વૃષ્ટિ, ધાસ, અન્ન, શુક્ર, શોણિતાદિ ક્રમથી દેહગ્રહણ કરવાને પડે છે. શ્રુતિ પણ કહે છે કે—तस्मिन्यावत् संपातमुषित्वाथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते ॥ તે લોકમાં ફલ ભોગ થતા સુધી રહીને પછી તેજ માર્ગથી પાછો આવે છે. ત્યાર પછી દેહ ગ્રહણ કરવાના સમયમાં તેને ઇન્દ્રિયાદિ દેવો પણ અનુસરે છે—કર્માનુસાર પ્રાપ્ત થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રિયોના ગુણને અનુસરવાથી મૃત્યુ આવે છે. પુનઃ જન્મ થાય છે ને ફરી મરણ આવે છે. જેમ જીવ જન્મ મરણને પામે છે તેમ ઇન્દ્રિયો પણ તેને અનુસરે છે શ્રુતિ કહે છે કે—तमुत्क्रामन्तं प्राणोनुत्क्रामति । प्राणमनुत्क्रामन्तं सर्वे प्राणा अनुत्क्रामन्ति ॥ જીવ દેહમાંથી બહાર નીકળે છે કે તેની પાછળ પ્રાણ પણ બહાર નીકળી જાય છે. ને પ્રાણો જેવા બહાર નીકળે છે તેની પાછળ ઇંદ્રિયો પણ બહાર

નીકળી જાય છે. જન્મ અને મરણના બંધનમાં ફસાએલો જીવાત્મા સંસાર ચક્રમાં ફર્યાજ કરે છે કદિપણ તેમાંથી મુક્ત થઇ શકતો નથી.

મૃત્યુ શબ્દનો અર્થ અજ્ઞાન ને વિસ્મૃતિ પણ છે. मृत्युरत्यन्त विस्मृतिः ॥ અત્યંત ભૂલી જવું તેનું નામ મૃત્યુ છે. અજ્ઞાન પરમાત્મ સ્વરૂપને ભૂલાવે છે માટે તેને મૃત્યુ કહેવામાં આવે છે. તેમજ યમ પણ પૂર્વના શરીરને ને પ્રત્યક્ આત્માને ભૂલાવે છે તેથી તેને પણ મૃત્યુ કહેવામાં આવે છે આ રીતે બેઉ સમાન છે. તેમાં મુખ્ય મૃત્યુ અજ્ઞાનને સામાન્ય મૃત્યુયમ છે. જીવ જ્યાંસુધી પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરતો નથી ત્યાંસુધી ત્રણ પ્રકારના તાપથી પીડાતો મગર જેવા રાગાદિથી આમતેમ અથડાતો જગત્માં સંસરે છે.

એ પ્રમાણે અવિદ્યા અને કામ તેને બંધનના હેતુ કહીને હવે કર્મ બંધનમાં કારણ છે એ કહે છે.--

**कर्मोदये कर्मफलानुरागा-**
**स्तत्रानुयान्ति न तरन्ति मृत्युम् ।**
**सदर्थयोगानवगमात्समन्ता-**
**त्प्रवर्तते भोगयोगेन देही ॥ ९ ॥**

**અર્થ**—કર્મ ફળના ઉદય સમયે કર્મ ફળમાં પ્રીતિવાળા જીવો શરીરનો ત્યાગ કરી તેનાથી પ્રાપ્ત થનારા ભોગનેજ ભોગવવા સ્વર્ગાદિ લોકમાં જાય છે. પણ મૃત્યુને તરતા નથી. પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ યોગને નહિ જાણનારા જીવો ભોગ ભોગવવા સારૂ દેવ, મનુષ્ય અને પશુ પક્ષીયોની યોનિઓમાં જન્મ ધારણ કર્યા કરે છે.

વિવરણ—કર્મથી મોક્ષ પમાય છે એવો જે પક્ષ ત્રીજા શ્લોકમાં કરવામાં આવ્યો છે તેનું અહીં નિરાકરણ કરવામાં આવે છે. કર્મફળમાં આસક્તિ રાખનારા જીવો કર્મફળ ભોગવવાને બંધાએલા છે એટલે તે મૃત્યુના પાશમાંથી મુક્ત થઇ શકતા નથી પરમાત્મા જે સત્ ચિત્ ને

આનંદ રૂપ છે તેને-બ્રહ્મભાવને-તે જાણતા નથી. એટલે રસ બુદ્ધિથી ભોગમાં જ પ્રવૃત્તિ કરે છે. આંધળો જેમ ખાડા, ટેકરા, કાંટા વગેરેમાં અથડાય તેમ ભોગાસક્ત જીવ પણ વિવેકહિન હોવાથી સર્વત્ર ભટકે છે.

કોઇ એવો આક્ષેપ કરેકે જીવને જીવતાં દુઃખ છે મૃત્યુ પછી કશુ છે નહિ માટે મુક્તિ સારૂ ખટપટ કરવાની કાંઇ જરૂર નથી. પણ આ વિચાર ઠીક નથી. કેમકે અનેક જાતનાં કર્મો જયારે પાકીને ફળ આપે છે ત્યારે ફળ ભોગવવાની વાસનાથી જીવ આ દેહ છોડી સ્વર્ગમાં જાય છે તેથી કાંઇ તે મૃત્યુને તરતો નથી અર્થાત્ તેનો સ્થૂલ દેહ નાશ પામે છે સુક્ષ્મ શરીર નાશ પામતું નથી. એ સુક્ષ્મ અથવા વાસનામય શરીર છે ત્યાંસુધી બંધનમાંથી મુક્ત થવાતું નથી. મરણ પછી-સ્થૂલ શરીરના નાશ પછી જીવનું અસ્તિત્વ છે કે નથી તેનો વિચાર કર્યો છે ત્યાં નચિકેતાએ યમરાજાને એ પ્રશ્ન કર્યો છે કે "કેટલાએક કહે છે કે મૃત્યુ પછી જીવનું અસ્તિત્વ નથી ત્યારે કેટલાએક કહે છે કે-છે, છેવટ જીવનું અસ્તિત્વ સિદ્ધ કર્યા પછી જીવ આ શરીર છોડીને બીજો દેહ ધારણ કરે છે એમ સમજાવતાં કહે છે કે—योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयंति यथाकर्म यथाश्रुतम् ॥ કેટલાએક જીવો શરીર ગ્રહણ કરવાને માટે સ્ત્રીની યોનિમાં પ્રવેશ કરે છે અર્થાત્ જંગમ રૂપ થાય છે ને કેટલાએક સ્થાવર જન્મને પામે છે. જેવાં શુભાશુભ કર્મ હોય છે તે પ્રમાણે ગતિ પામે છે. આ શ્રુતિ પુનર્જન્મને સિદ્ધ કરનારી છે. તેથી જ્ઞાન વિના કે યમાદિ યોગ વિના જીવ મૃત્યુ-બંધમાંથી મુક્ત થતો નથી. વળી—

तद्वै महामोहनमिन्द्रियाणां
मिथ्यार्थयोगेऽस्य गतिर्हि नित्या ।
मिथ्यार्थयोगाभिहतान्तरात्मा
स्मरन्नुपास्ते विषयान्समन्तात् ॥ १० ॥

**અર્થ**-તે પુરૂષની ઇન્દ્રિયોની ગતિને મિથ્યાવિષયમાં હમેશાં ચલાવનારો મોહ છે. મિથ્યા વિષયોથી જીતાએલો આત્મા સંપૂર્ણભાવથી કેવળ વિષયોનું સ્મરણ કરી તેને જ સેવે છે—

**વિવરણ**-રાગથી પરાભવ પામેલી ઇન્દ્રિયોની વિષયમાં પ્રવૃત્તિ તેનુંજ નામ મોહ કહેલ છે. જેની વિષયમાં વાસ્તવ બુદ્ધિ નથી તેની ઇન્દ્રિયો પ્રવૃત્તિ કરતી નથી. તેની વિષયમાં પ્રવૃત્તિનો અભાવ હોવાથી પ્રત્યગાત્મામાં પ્રવૃત્તિ થાય છે. તેથી મોહમાંથી નિવૃત્તિ થાય છે. બહારના વિષયોમાં પ્રવૃત્તિ થવાથી તે પ્રવૃત્તિ કરનારો અદ્વિતીય પરમાત્માને સાક્ષાત્ જાણતો નથી કહ્યું છે કે-स्त्रीपिण्डसम्पर्ककलुषिकृतचेतसो विषयविषान्धा ब्रह्म न जानन्ति ॥ સ્ત્રીના શરીરના સંપર્કથી મલિન ચિત્તવાળો ને વિષયના વિષથી આંધળો થએલો બ્રહ્મને જાણતો નથી. તેથી મહામોહને વશ પડેલાની ફરી ફરીને વિષયમાં પ્રવૃત્તિ થાય છે. મહાત્મા મનુ કહે છે કે—

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**

**અર્થ**-કામીઓનો કામ ઉપભોગ કરવાથી-ભોગવવાથી કદિ શાન્ત થતો નથી. જેમ અગ્નિ હવિષવડે વધે છે તેમ કામ પણ ફરીફરીને વૃદ્ધિ પામે છે. તેથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ નામના મિથ્યા વિષય ઉપર પ્રીતિ થાય છે. તેથી સ્વાભાવિક રીતેજ જીવ તેને મેળવવા સારૂ ગતિ કરે છે તેથી તેને નિયત સંસારમાં આવવું પડે છે. એ મિથ્યા વિષયોના સંયોગથીજ દુખની પ્રાપ્તિ થાય છે. વસ્તુત; વિષયો કલ્પિત છે. અક્ષપાદાચાર્ય કહે છે કે-दोषनिमित्तं रूपादयो विषयाः संकल्पकृताः । રૂપ વગેરે વિષયો સંકલ્પથી થએલા છે અને રાગાદિ દોષમાં નિમિત્ત કારણ છે. જીવાત્માનું મન જ્યારે રાગાદિમાં જોડાય છે ત્યારે તેના સંગથી તે ઘાયલ થઇ જાય છે. ત્યારે તે વારંવાર વિષયોનુંજ સ્મરણ કરીને તેઓનીજ સેવા કર્યા કરે છે. પરમાત્માનું ચિંતન

કરતો નથી. પ્રકાર આવો હોવાથી વિષયોનેતો તદ્દન ભૂલીજ જવા જોઇએ.

વિષયોનું સ્મરણ કરવાથી શું થાય? તો કહે છે સાંભળો—

अभिध्या वै प्रथमं हन्ति चैनं
कामक्रोधौ गृह्य चैनं तु पश्चात् ।
एते बालान्मृत्यवे प्रापयन्ति
धीरास्तु धैर्येण तरन्ति मृत्युम् ॥ ११ ॥

અર્થ—પ્રથમ વિષયોનું ચિંતન એ જીવાત્માને પોતાનું સ્વરૂપ ભૂલાવે છે. પછી કામ અને ક્રોધ તેને પકડીને છેવટ તે મૂઢને મૃત્યુના મુખમાં ધકેલી દે છે. પણ જે ધીર પુરૂષો છે તે મૃત્યુને તરી જાયછે.

વિવરણ—પ્રથમ જીવાત્મા વિષયોનું ચિંતન કરે છે. વિચારવાનો ને સમજાશે કે વિષયનું ચિંતન એજ આત્માથી વિમુખતા છે. એનુંજ નામ સ્વરૂપચ્યુતિ પણ કહી શકાય. વિષયનું ચિંતન કરનારને તેની પાસે લઇ જઇને કામ તેને હણે છે. કામથી હણાએલાને ક્રોધ હણે છે ક્રોધને વશ થએલાને—વિવેકહીનને મૃત્યુ ગળી જાય છે. કઠવલ્લીમાં કહે છે કે—पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् । अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ જે વિવેકહીન બહારના વિષયોને અનુસરે છે તે મૃત્યુના વિસ્તારેલા જરા મરણાદિ પાશમાં બંધાય છે. ધીર પુરૂષો નિત્ય બ્રહ્મસ્વરૂપને જાણીને અનિત્ય ભોગની પ્રાર્થના કરતા નથી. જેથી ધીર પુરૂષ વિષયોને જીતીને પરમાત્માને પોતાનું સ્વરૂપ સમજીને મૃત્યુને તરી જાય છે. શ્રુતિ પણ કહે છે કે—निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ॥ તે આત્માને નિશ્ચયપૂર્વક જાણીને મૃત્યુ—બંધને તરી જાય છે.

ધીર પુરૂષો વિષયોને જીતીને મૃત્યુને કેવી રીતે તરેછે તે કહેછે—

**योऽभिध्यायन्नुत्पातिष्णून्निहन्या-**
**दनाचारेणामतिबुध्यमानः ।**
**स वै मृत्युरिवात्ति भूत्वा**
**ह्येवं विद्वान्योऽभिहन्तीह कामान् ॥ १२ ॥**

અર્થ- જે પુરૂષ આત્માનું ધ્યાન કરતો, અનાચારરૂપ અને નાશ પામનારા વિષયોને જાણી નાશ કરે છે તે પુરૂષ મૃત્યુને પણ મૃત્યુ-બનીને ગળી જાય છે. આવો વિદ્વાન્ પુરૂષજ કામનાઓનો નાશ કરેછે.

વિવરણ—જે પુરૂષ આત્માને નિત્ય, પવિત્ર અને સુખરૂપ સમજી તેનું ધ્યાન-ચિંતન કરે છે. અને વિષયોને અનિત્ય-ઉત્પન્ન થઈ થઈને નાશ પામનારા તથા અપવિત્ર અને દુ:ખરૂપ સમજે છે. ને અનાદરથી તેનો ત્યાગ કરે છે અથવા તેના તરફ ઉદાસીન વૃત્તિ રાખે છે. તેને ખરાબ સમજે છે તે પુરૂષ મૃત્યુનું પણ મૃત્યુ બનીને મૃત્યુને ખાઇ જાય છે. કહે છે કે—

**विषयप्रतिसंहारं यः करोति विवेकतः ।**
**मृत्योर्मृत्युरिति ख्यातः स विद्वानात्मवित्कविः ॥**

જે વિવેકથી વિષયોનો પ્રતિ સંહાર કરે છે. તે મૃત્યુનું મૃત્યુ, આત્મવિત્ વિદ્વાન્ અને કવિ છે. એ રીતે વિદ્વાન અનાદર વિગેરે સાધનોથી કામને હણે છે. અર્થાત્ પોતાની પાસે સ્ત્રી વિગેરે વિષયો પોતાની મેળે આવી પડે તો પણ તે પદાર્થોને તુચ્છ સમજીને જે વિચારજ કરતો નથી તે વિષયનો જય કરી શકે છે.

જે પુરૂષ વિષયોનો નાશ કરી શકતો નથી તે શું કરે છે ?—

**कामानुसारी पुरुषः कामाननु विनश्यति ।**
**कामान्व्युदस्य धुनुते यत्किंचित्पुरुषो रजः ॥ १३ ॥**

અર્થ—વિષયોને અનુસરનારો પુરૂષ વિષયોની સાથે સાથેજ નાશ પામે છે. પણ જો સર્વ કામનાઓનો નાશ કરે છે તો પુરૂષ રજોગુણને પણ હણે છે.

વિવરણ—જે પુરૂષ વિષયનું ચિંતન કરીને કામાનુસારી થાય છે. તે પુરૂષ કામના સાથેજ મરણ પામે છે. પૂજ્યપાદ ભગવાન્ ભાષ્યકાર કહે છે કે—

**शब्दादिभिः पञ्चभिरेव पञ्च पञ्चत्वमापुः स्वगुणेन बद्धाः ।**
**कुरङ्ग मातङ्ग पतङ्ग मीन भृङ्गा नरः पञ्चभि रञ्चितः किम् ॥**

અર્થ—પોતાના ગુણથી બંધાએલ હરણ, હાથી, પતંગ, માછલું અને ભ્રમર; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોમાંથી એક એકને લઇને પંચત્વ-મરણ પામે છે તો પાંચે વિષયથી બંધાએલો પુરૂષ મૃત્યુ પામે તેમાં શંકાજ શી ? પણ જે પુરૂષ વિષયમાં દોષ દર્શન કરીને તેનો પરિત્યાગ કરે છે તેની વિવેક બુદ્ધિ જાગ્રત થાય છે જેના પ્રભાવથી જન્મ જન્માન્તરનાં ઉપાર્જિત કરેલ પુણ્ય પાપ રૂપ કર્મ ( રજોગુણ) નાશ પામે છે.

જે પુરૂષો આ દેહની કામનાવાળા છે તેમણે કામના કેમ તજવી ? તેનો જવાબ આપે છે—

**देहोऽप्रकाशो भूतानां नरकोऽयं प्रदृश्यते ।**
**गृध्यन्त एव धावन्ति गच्छन्तः श्वभ्रमुन्मुखाः ॥ १४ ॥**

અર્થ—જે આ ભૂતોનો દેહ દેખાય છે તેજ તમરૂપ નરક છે. છતાં સ્ત્રીઆદિકના દેહને સુંદર સમજીને તેને ઇચ્છે છે. તેથી આંધળાની પેઠે ખાડા વિગેરે જોયા વિનાજ દોડે છે.

વિવરણ—કામનાઓ પ્રાણીમાત્રને અજ્ઞાન ઉત્પન્ન કરે છે. એ અજ્ઞાનને લીધે મનુષ્યને સારાસારનું જ્ઞાનજ રહેતું નથી. એટલે

દેહબુદ્ધિનું પ્રાધાન્ય રહે છે. તેજ અંધકારરૂપ નરક છે. ભગવાન્ મનુ કહે છે કે—अस्थिस्थूणं स्नायुबद्धं मांसशोणितवेष्टितम् । चर्मावनद्धं दुर्गन्धिपूर्णं मुत्रपुरिषयोः ॥ जराशोकसमाविष्टं रोगायतनमातुरं । रजस्वलम-नित्यं च भूतावासमिमं त्यजेत् ॥ હાડકાંરૂપ થાંભલા, નસોથી બાંધેલ, માંસ અને લોહીથી વીંટાળેલ, ચામડાથી મઢેલ મૂત્ર અને વિષ્ટારૂપ દુર્ગંધીથી પૂર્ણ, વૃદ્ધાવસ્થા અને શોકથી યુક્ત, રોગના સ્થાનરૂપ, આતુર, અનિત્ય તથા ભૂતોનાં રહેઠાણ રૂપ આ દેહનું અભિમાન છોડી દેવું જોઇએ. આ પ્રકારે અત્યન્ત બીભત્સિત છતાં મનુષ્ય તેમાં મોહ કરે છે. અને તેથી મત્ત થએલો પુરૂષ જેમ અજ્ઞાનને લીધે મદિરા-મત્ત પુરૂષ આંધળાની પેઠે કૂવા વિગેરે જોયા વિનાજ તે તરફ દોડે છે અને તેમાં પડે છે તેમ વિષયાશક્ત પણ નરકમાં પડે છે. અર્થાત્ વારંવાર જન્મ મરણ પામતો મિથ્યા પદાર્થ ઉપર મમતા કરીને સંસારમાં ભટક્યા કરે છે.

જે આ રીતે ઇચ્છાકરી તેની પાછળ દોડે છે તેનો દેહ નિરર્થક છે તે કહે છે—

अमन्यमानः क्षत्रिय कश्चिदन्यं
नाधीयते तार्ण इवास्य व्याघ्रः ।
क्रोधाल्लोभान्मोह भयान्तरात्मा
सवै मृत्युस्त्वच्छरीरे य एषः ॥ १९ ॥

અર્થ—હે ક્ષત્રિય કોઈ અવિવેકી પરમાત્મ સમ્બન્ધી અધ્યાત્મ શાસ્ત્રને જાણતો નથી તેથી તે ષડંગવેદને જાણતો હોય છતાં તેનો દેહ ઘાસના વાઘ જેવો નિરર્થક છે. ક્રોધ, ને લોભથી મોહ અને ભય જેના અંતરાત્મા બન્યા છે. એજ તારા શરીરમાં મૃત્યુ છે.

વિવરણ—જે સ્ત્રી આદિક કામનાઓની ઇચ્છા કરીને તેની પાછળ દોડે છે. તે વિષયાન્ધને તેનાથી જૂદું પરમાત્મ સ્વરૂપ સમ-

જવામાં આવતું નથી. એટલે પરમાત્માને સમજાવનાર અધ્યાત્મ શાસ્ત્રનું અધ્યયન તે કરતો નથી તે કદાપિ વેદ વેદાંગ જાણતો હોયતો પણ તેનું શરીર ઘાસના બનાવેલા વ્યાઘ્રના જેવું નકામું છે. ભગવાન્ વસિષ્ઠ કહે છે કે—

चतुर्वेदविदपि यो विप्रः सूक्ष्मं ब्रह्म न विन्दति ।
वेदभारभराक्रान्तः सवै ब्राह्मणगर्दभः ॥

અર્થ—જે બ્રાહ્મણ ચાર વેદને જાણે છે છતાં સૂક્ષ્મ બ્રહ્મને જાણતો નથી તે વેદના ભારથી લદાએલ બ્રાહ્મણ ગધેડો છે. એટલે તેનો દેહ નિરર્થક છે દેહ નિરર્થક છે એટલુંજ નહિ પણ તેની એવા પ્રકારની જે સ્થિતિ તેજ મૃત્યુ છે. તારા શરીરમાં ક્રોધ અને લોભના હેતુથી મોહ અને ભય જે આત્મા રૂપે દેખાય છે તેજ તારૂ મૃત્યુ છે. અર્થાત્ જે અજીતેન્દ્રિય છે ને ક્રોધ લોભને વશ થઇને વિષયમાં રહે છે—વિષયને સેવે છે— એજ તેનું મૃત્યુ છે, માટેજ શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે કે—आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ આત્મા એજ આત્માનો બંધુ—મિત્ર છે ને આત્માજ આત્માનો શત્રુ છે ટુંકામાં તમેજ તમારા શત્રુને તમેજ તમારા મિત્ર છો.

અથવા બીજી રીતે પણ અર્થ થઈ શકે છે—જે મનુષ્યની ચિત્ત-વૃત્તિ કામનાને આધીન નથી તેને મૃત્યુ શું કરી શકે? કાંઇ નહિ. જેમ ખડનો બનાવેલો વાઘ પુરૂષને કાંઈ કરી શકતો નથી. તેમ મૃત્યુ પણ તેને કાંઇ કરી શકતું નથી. તેથી કામનાઓનું મૂળ કારણ અજ્ઞાન તેને દૂર કરવું. અને અન્ય સ્ત્રી આદિક વાસનાઓ તરફ બે દરકારી રાખી તેઓને સંભારવાં નહિ.એ રીતે કરવાથીજ કામનાનો નાશ થાય છે મહર્ષિ વસિષ્ઠ કહે છે કે—

भ्रमस्य जागतस्यास्य जातस्याकाशवर्णवत् ।
अपुनः स्मरणं मन्ये साधो विस्मरणंवरं ॥
तथापि तव न स्वास्थ्यं सर्वविस्मरणादृते ॥

**અર્થ**—આકાશમાં જેમ લાલ, લીલા, પીળા વિગેરે રંગના ભ્રમ થાય છે. તે મિથ્યા છે. વસ્તુતઃ આકાશ પોતે કાંઇ તેવું છેજ નહિ. તેમ આ સર્વ જગત ને માટે પણ ભ્રમ પેદા થયો છે. વસ્તુતઃ જગત્ જેવો કોઇ પદાર્થ છેજ નહિ. માટે હે સાધુ પુરૂષ તેને ફરીને સંભારવું નહિ એજ તેને ભૂલી જવાનો ઉત્તમ પ્રકાર છે. એમ હું માનું છું. તેમ તમને પણ સર્વ વસ્તુને ભૂલ્યા સિવાય સ્વાસ્થ્ય મળવાનું નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે સર્વ કામનાઓને વિસારી દેવાથી અજ્ઞાન થવાનો સંભવજ રહેતો નથી. કારણ કે વિષયોના વિચારો કરવાથીજ અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

ત્યારે કયા ઉપાયથી મૃત્યુનો વિનાશ થાશ છે તે કહે છે—

**एवं मृत्युं जायमानं विदित्वा**
**ज्ञानेन तिष्ठन्न बिभेति मृत्योः ।**
**विनश्यते विषये यस्य मृत्यु-**
**र्मृत्योर्यथा विषयं प्राप्य मर्त्यः ॥ १६ ॥**

**અર્થ**—એ પ્રમાણે મૃત્યુ ઉત્પન્ન થાય છે એમ જાણીને જે જ્ઞાન વડે આત્મામાં નિષ્ઠા કરે છે તે મૃત્યુથી બીતો નથી. જેમ દેહાભિમાની મૃત્યુની નજરે પડવાથી નાશ પામે છે તેમ મૃત્યુ પણ જ્ઞાનીની નજરે પડતાંજ નાશ પામે છે.

વિવરણ—જન્મ મરણનું બીજ પ્રમાદ નામનું મૃત્યુ છે અને તે ક્રોધાદિરૂપે ઉત્પન્ન થાય છે. તેથી તે દોષોનો પરિત્યાગ કરીને શમ દમાદિથી જે સચ્ચિદાનંદ રૂપ અદ્વિતીય બ્રહ્મમાં સ્થિર થાય છે તે મૃત્યુથી ડરતો નથી. શ્રુતિ કહે છે છે કે-आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्च न इति ॥ બ્રહ્મના આનંદને જાણીને વિદ્વાન્ કોઇથી બીતો નથી. જ્ઞાની પુરૂષ જ્યારે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે ત્યારે પ્રમાદ-મૃત્યુ-બંધ-નાશ પામી જાય છે. જેમ મૃત્યુની નજરે પડેલો

મનુષ્ય નાશ પામે છે તેમ જ્ઞાનીની દૃષ્ટિમાં મૃત્યુ નાશ પામે છે. નામ મહોદધિમાં કહે છે કે—

**ज्ञानसंस्थानसद्भावो ज्ञानाग्निर्ज्ञानवज्रभृत् ।**
**मृत्युं हन्तीति विख्यातः स वीरो वीतमत्सरः ॥**

અર્થ—જ્ઞાનની પરંપરામાંથી ઉપજેલ, જ્ઞાનવજ્રને ધારણ કરનાર જ્ઞાનાગ્નિ મૃત્યુને હણે છે. એ રીતે જે મૃત્યુ–બંધ–ને હણે છે તેજ વીર મત્સર રહિત કહેવાય છે.

શરીરમાં 'હું' એવા પ્રતીતિના વિષય રૂપ જે અંતરાત્મા છે- તે બાહ્યાત્મા એટલે શરીરની અપેક્ષાએ કાંઇક આંતર ચિત્ છે. એ અંતરાત્મા આંતરચિત્ત ને બાહ્યાત્માં જડ શરીર તેની ( ચિત્ અચિત્‌ની) ગ્રંથી તેનું નામ જીવ કહેવાય છે. તે જીવને જ્યારે મોહ થાય છે. ત્યારે મિથ્યા વસ્તુને તે સત્ય માનવા લાગે છે એજ તેનું અવળું જ્ઞાન છે. તે મિથ્યા જ્ઞાનના ગોગથી શુકનલિકા ન્યાયે તે પોતાને બંધાએલો માને છે. જે દેહમાં પોતે વાસ કર્યો છે તેનાથી પોતે અલગ છે છતાં દેહરૂપે પોતાને સમજે છે. ને મૃત્યુ ને આધીન થાય છે. પણ જ્ઞાનીનું તેમ થતું નથી.

કર્મથી મૃત્યુ–બંધ–થાય છે અને જ્ઞાન નિશ્ચે મૃત્યુનો ભય લાગતો નથી. ટુંકામાં જ્ઞાન એજ મોક્ષનું સાધન છે એ વાત સાંભળ્યા પછી ધૃતરાષ્ટ્ર પૂછે છે—

**धृतराष्ट्र उवाच–ધૃતરાષ્ટ્ર પૂછે છે.**

**यानेवाहुरिज्यया साधुलोका-**
**न्द्विजातीनां पुण्यतमान्सनातनान् ।**
**तेषां परार्थं कथयन्तीह वेदा**
**एतद्विद्वान्नैति कथं नु कर्म ॥ १७ ॥**

અર્થ—દ્વિજાતિમાં જે સાધુ-ધર્મને અનુસરનારા છે તે પવિત્ર, સનાતન, સારા લોકો જે છે તેને યજ્ઞ વડે પ્રાપ્ત કરે છે. બ્રહ્મ લોક સુધીની પ્રાપ્તિ એજ પરમ પુરૂષાર્થ છે એમ સંસારમાં વેદો કહે છે. છતાં વિદ્વાનો બ્રહ્મલોક સુધીનાં સાધન રૂપ કર્મોને કેમ અનુષ્ઠેય ગણતા નથી ?

વિવરણ—અશ્વમેધાદિ યજ્ઞો ઉપાસના પૂર્વક કરવાથી તે કર્મ દ્વારા, દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણને મહાન પુણ્ય-વાળા સનાતન લોકો પ્રાપ્ત થવાની વાતો વેદમાં વર્ણવી છે. એમ વેદ જાણનારા કહે છે. વળી તે તે લોકોમાંથી ક્રમે ક્રમે મુક્તિ થાય છે એમ પણ વેદોજ વદે છે આવું જાણતાં છતાં પણ શામાટે કર્મને શરણે જતા નથી ? અર્થાત્ મોક્ષની સિદ્ધિ કર્મથી થતી હોય તો પછી જ્ઞાનનુ શું પ્રયોજન છે ?

એ પ્રમાણે પૂછવાથી ભગવાન્ કહે છે:—

**सनत्सुजात उवाच–સનત્સુજાત બોલ્યા–કહે છે.**

**एवं ह्यविद्वान्परियाति तत्र**
**तथार्थजातं च वदन्ति वेदाः ।**
**स नेहायाति परं परात्मा**
**प्रयाति मार्गेण निहन्त्यमार्गान् ॥१८॥**

અર્થ—એ પ્રમાણે બ્રહ્મલોકના સાધનરૂપ કર્મમાં અવિદ્વાન પ્રવૃત્તિ કરે છે. અને ભોગ તથા મોક્ષનાં પ્રયોજનો વેદો કહે છે. તે વિદ્વાન્ આ લોકમાં આવતો નથી. પણ માર્ગ વડે અન્ય માર્ગોને ઉલ્લંઘીને છેવટ પરબ્રહ્મને પામે છે,

વિવરણ—બ્રહ્મલોકાદિના વિષય સુખની ઇચ્છાવાળો અવિદ્વાન્



પુરૂષ તે તે લોકને પ્રાપ્ત કરાવનારાં જે સાધનો છે તેને અનુસરે છે. પણ વિદ્વાનો તેને અનુસરતા નથી. કારણ કે અવિદ્યાના દોષોને તે જાણે છે. કર્મ માર્ગને અનુસરનાર ક્રમ પ્રમાણે મુક્તિ મેળવે છે. બૃહદારણ્યક ઉપનિષદમાં કહે છે કે—अनन्दा नाम ते लोका अन्धेन तमसा वृताः । तांस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वांसोऽबुधा जनाः ॥ કામનાવાળો પુરૂષ આ લોકમાંથી મરણ પામીને તમસ્ યુક્ત અંધકારથી આવૃત લોક જે આનંદ આપનાર નથી તેને પામે છે. તે અવિદ્વાન અજ્ઞાની મનુષ્યો છે. પુરૂષાર્થનું પ્રયોજન પણ અવિદ્વાનોને માટેજ વેદો કહે છે વિદ્વાનોને નહિ. તેથી વિદ્વાન્ બ્રહ્મલોકાદિનાં અનિત્ય સુખમાં કે તેનાં સાધનોમાં—કર્મોમાં—પ્રવૃત્તિ કરતો નથી એટલે આ લોકમાં આવતો નથી. પણ પરમાત્માને પોતાના આત્મ સ્વરૂપે જાણીને બ્રહ્મ રૂપ થઇ તેનેજ પામે છે એ બ્રહ્મ પ્રાપ્તિ રૂપ માર્ગ વડે, સંસારના હેતુ રૂપ અન્ય માર્ગોને અમાર્ગ બનાવે છે.

અથવા एवं हि विद्वान्परियाति तत्र એવા પાઠમાં સગુણ બ્રહ્મની ઉપાસના કરનારો વિદ્વાન્ બ્રહ્માદિ લોકમાં તે ઉપાસનાના ફલને ભોગવે છે. તે પુરૂષ કર્મિની પેઠે આ લોકમાં આવતો નથી. પણ બ્રહ્મની ઉપાસનાથી વિરૂદ્ધ માર્ગોનો નાશ કરે છે. અને પરમાત્મા થઈ કાલ વડે કાલે કરીને પરબ્રહ્મને પામે છે. એવો અર્થ કરવો.

વેદોમાં ભિન્ન ભિન્ન પ્રકારના ભોગો અને મોક્ષને માટે કર્મોનો ઉપદેશ કરેલો છે. અજ્ઞાનથી દેહને આત્મા માની બેઠેલો જીવાત્મા જો કામના રહિત થતો નથી તો તે જીવ સુષુમ્ણા નામની નાડી વડે તે તે લોકોમાં જવાના માર્ગોને ઉલ્લંઘીને બ્રહ્મ લોકમાં જાય છે. અને બ્રહ્મ લોકમાંથી પરમાત્માને પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે—शतं चैका हृदयस्य नाड्यो । तयोर्ध्वमायन्न मृतत्त्वमेति ॥ હૃદયની અંદર એકસોને એક નાડીઓ છે તેઓમાં સુષુમ્ણા નામની નાડી વડે જીવ ઉપર ચઢીને અમૃતપણાને—મોક્ષને—પામે છે. વળી બૃહદારણ્યકમાં

પણ કહ્યું છે કે–तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतरं कल्याणतरं रुपं कुरुते एवमेवेदं शरीरं निहत्य विद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरं रुपं कुरुते पित्र्यं गांधर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वेति तु कामयमानोथाकामयमानोयो ऽकामो निष्काम आप्तकामः स्यान्न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंत इति ॥ જેમ સોની સુવર્ણનો થોડો થોડો ભાગ લઇને બીજી પૂર્વની રચના કરતાં નવીનજ વધારે સુંદર ઘાટ ઘડે છે એમ આ આત્મા પણ પાંચ ભૌતિક શરીરનો ત્યાગ કરીને–આત્મોપ સંહારદ્વારા તેને અચેતન બનાવીને બીજું નવીનજ સુંદર રૂપવાળું શરીર નિર્માણ કરે છે પિતૃ લોકના ઉપભોગને યોગ્ય, ગંધર્વ લોકના ઉપભોગને યોગ્ય, બ્રહ્મ લોકના ઉપભોગને યોગ્ય, દેવલોકના ઉપભોગને યોગ્ય, પ્રજાપતિના લોકના ઉપભોગને યોગ્ય અથવા તો બીજા ભૂતોના ઉપભોગને યોગ્ય કર્મ પ્રમાણે અને શાસ્ત્ર શ્રવણથી સંપાદન કરેલા જ્ઞાન પ્રમાણે બીજું શરીર નિર્માણ કરે છે. આ સર્વ શરીર કામનાને લઇને બને છે. પણ જે જીવાત્મા આત્મા સિવાય અન્ય સર્વ કામનાથી રહિત હોય છે તે આપ્ત કામ ( પૂર્ણ કામ ) ગણાય છે. તેના પ્રાણ–ઇંદ્રિયો–શરીરમાંથી બહાર નીકળી જતા નથી પણ આત્મામાંજ લય પામે છે.

એ પ્રમાણે પ્રમાદ–અજ્ઞાન–એજ મૃત્યુ–બંધ છે અને અપ્રમાદ સ્વરૂપમાં સ્થિતિ–એ અમૃતત્ત્વ છે એમ બતાવીને; તે મૃત્યુ કામાદિ રૂપે તારા શરીરમાં છે. તેજ સર્વ પ્રકારના અનર્થોમાં કારણ છે એમ સ્પષ્ટ કરીને; કેવી રીતે એ મૃત્યુ નાશ પામે એવો પ્રશ્ન કરી. મૃત્યુની ઉત્પત્તિને સમજીને જેની જ્ઞાનમાં સ્થિતિ થાય છે તે તેનાથી બીતો નથી એમ આત્મજ્ઞાનથી મૃત્યુનો વિનાશ સિદ્ધ કરાને; બ્રહ્માદિ લોકની પ્રાપ્તિ એ પુરૂષાર્થ છે એ અવિદ્વાનોને માટે છે ને અવિદ્યા યુક્ત હોવાથી અપુરૂષાર્થ છે એમ સમજાવી જ્ઞાન માર્ગથીજ મોક્ષ છે એમ ઉપદેશ કર્યો. તેમાં જીવ અને પરમાત્માનું ઐક્ય કથન કરવામાં આવ્યું. એ અભેદને સહન ન કરી શકવાથી—

धृतराष्ट्र उवाच–ધૃતરાષ્ટ્ર–બોલ્યો–કહે છે.

कोऽसौ नियुङ्क्ते तमजं पुराणं
स चेदिदं सर्वमनुक्रमेण ।
किं वास्य कार्यमथवा सुखं च
तन्मे विद्वन्ब्रूहि सर्वं यथावत् ॥१९॥

અર્થ—તેજ જો અનુક્રમે સર્વ ઉત્પન્ન કરી તેમાં પ્રવેશ કરે છે તો તે અજન્મા પુરાણુ પુરૂષને જગત્ રૂપે થવાની પ્રેરણા કોણ કરે છે? એનું એવું કયું કાર્ય છે કે તે પ્રવેશ કરે અથવા કયા સુખ સારૂ તેમ કરે હે વિદ્વાન્ એ સર્વ બાબતો આપ મને યથાર્થ રીતે કહો.

વિવરણ—ધૃતરાષ્ટ્ર શંકા કરે છે કે સત્યાદિ લક્ષણ પરમાત્માજ ક્રમથી આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પંચ ભૂતાત્મક જગત ઉત્પન્ન કરીને તેમાં પેશી સ્થૂલ શરીરના અભિમાન પૂર્વક સંસારમાં જન્મ મરણના ચક્રમાં ફરે છે તો એ અજર પુરાણુ પુરૂષને એમ કરવાની પ્રેરણા કોણ કરે છે? જો એમ કહેશો કે તે પોતાની મેળેજ પ્રવેશ કરે છે તો તર્ક એ થશે કે તેને ભિન્ન ભિન્ન યોનિઓમાં ભ્રમણ કરવાનું કારણ શું છે? અથવા જૂદિ જૂદિ યોનિમાં ન ફરવાથી અને પોતાના મહિમામાં સ્થિર રહેલ એ મૌન સ્વરૂપને શું દુઃખ લાગ્યું તે ભ્રમણ કરવાનો આરંભ કર્યો? હે વિદ્વાન એ સર્વ બાબત મને બરાબર સમજાય તેમ કહો. તથા બ્રહ્મવિદોમાં કમળ સ્વરૂપ ભગવાન્ યાજ્ઞવલ્ક્ય તેનાથીજ સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઇ એમ કહીને કહે છે કે તેજ જીવ સ્વરૂપે થયા જો એમજ હોયતો તે બ્રહ્મ પાપયોનિમાં શા માટે જન્મે છે. તે ઇશ્વર પોતેજ શા માટે અનિષ્ટ ભાવને પામે છે–અનુસરે છે. એને એ પ્રમાણે યોજનાર કોણ છે? એ રીતે આપે કહેલ બ્રહ્મ જીવવાદ પક્ષમાં વાવદૂકાઓ કહે છે. માટે આપ સ્પષ્ટ કરો.

વાવદુકાઓ—તર્ક કરનારાઓ—એમ કહે છે કે—પરમાત્મા અજ્ઞાનને લીધે જીવાત્મા બની જાય છે એ વાત યોગ્ય નથી. કારણ કે પરમાત્મા બ્રહ્મ સ્વરૂપ છે. માટે બીજાઓ તેને પ્રેરણા કરી શકે નહિ. છતાં કોઇ તેમ કરનારો માનશો તો યોજકોની પરંપરા ( બીજો, ત્રીજો, ચોથો ) થતાં અનાવસ્થા થશે. તમે કહેશો કે પરમાત્મા બીજા કોઇ પણ યોજક વિના પોતેજ આ સર્વ સ્થાવર જંગમાત્મક વિશ્વ રૂપે ક્રમે કરીને થાય છે શ્રુતિ કહે છે કે तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥ પરમાત્મા આ જગતને સરજીને તેમાંજ દાખલ થાય છે. પરંતુ આમાં પણ દૂષણ આવશે. કેમકે પરમાત્મા પૂર્ણ કામ છે તેને કોઇ પણ કાર્ય કરવાનું હોતું નથી. લોકમાં કહેવત છે કે—प्रयोजनमनुद्दिश्य न मन्दोपि प्रवर्तते । મૂર્ખ માણસ પણ પ્રયોજન વિના કાર્યમાં પ્રવૃત્તિ કરતો નથી. એ ન્યાય પ્રમાણે પ્રયોજન વિના કોઈ પણ રીતે પરમાત્માની વિશ્વ રૂપે થવાની પ્રવૃત્તિ સંભવતી નથી. તમે કદાચ કહેશો કે—लोकवत्तु लीलाकैवल्यम् ॥ લોકમાં જેમ રમત ગમત આનંદને માટે કરવામાં આવે છે. તેમ ઇશ્વર પણ કેવળ રમત ગમતને માટેજ જગતને ઉત્પન્ન કરે છે. તેમાંએ એ વિકલ્પને અવકાશ છે કે લોકમાં રમત ગમતો સુખની ઇચ્છાથી કરવામાં આવે છે. પરમાત્માને કાંઇ સુખની ઇચ્છા નથી. તેમજ કોઈ પોતે પોતાની જાતને દુઃખમાં નાખે નહિ માટે પરમાત્મા સૃષ્ટિ રચે એ વાત સંભવતી નથી. તેમજ જીવ બ્રહ્મનો અભેદ પણ સંભવતો નથી. પણ ભેદ માનવાથીજ સર્વ પ્રકારની વ્યવસ્થા સંભવે છે એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે કહ્યું ત્યારે—

**सनत्सुजात उवाच—સનત્સુજાત બોલ્યા—કહે છે.**

**दोषो महानत्र विभेदयोगे**
**ह्यनादियोगेन भवन्ति नित्याः**
**तथास्य नाधिक्यमपैति किंचि-**
**दनादियोगेन भवन्ति पुंसः ॥२०॥**

અર્થ—એ વિભેદ યોગમાં-જીવ પરમાત્માના ભેદમાં-મહાન્ દોષ આવશે. અનાદિ યોગ વડે જીવો નિત્ય થશે. (વેદનો એ સિદ્ધાન્ત નથી) તેથી પરમાત્માની અધિકતાનો જરા પણ નાશ થતો નથી અને દેહધારીઓના અનાદિકાળના અજ્ઞાનથી પરમાત્મા દેહ સાથે જોડાય છે. ૨૦

વિવરણ—પરમાત્મા નિયોજક છે અને જીવ નિયોજ્ય છે. એવા બે પ્રકાર એક કૂટસ્થના સંભવતા નથી માટે જીવ અને પરમાત્માનો ભેદ છે. આવા પ્રકારના વિકલ્પ પૂર્વક પૂર્વ પક્ષ કરવામાં આવે પણ તે ટકી શકે તેમ નથી. કારણ કે બ્રહ્મમાં ભેદની કલ્પના કરવામાં આવે તો મહાન્ દોષ એ આવે છે કે અદ્વૈતવાદી જૂઠું બોલનારને અવૈદિક થાય છે. કારણ કે વેદનો સિદ્ધાંત અભેદ છે. તેથી વેદ હૃદય પરમાર્થ અદ્વૈત છે તેનો બાધ થાય છે. તેમજ બ્રહ્મ બહુ રૂપે પરિણામ પામે છે એમ માનવામાં અનિત્યત્વાદિ દોષ આવે છે ને અસ્થૂલાદિ કથન કરનાર શ્રુતિઓનો વિરોધ આવે છે.

કદિ એમ કહેવામાં આવે કે બ્રહ્મના ભેદ અમે માનતા નથી પણ જીવ અને પરમાત્માનો ભેદ માનીએ છીએ. તો તેમાં પણ મહાન્ દોષ આવે છે શ્રુતિ કહે છે કે—'यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवती'। 'मृत्योःसमृत्युमाप्नोति य इह नानेव पश्यति'। 'अथ योऽन्यां देवतामुपास्ते अन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुः'। 'अथ येऽन्यथातो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति'। 'જ્યારે જીવ અને પરમાત્મામાં જરાપણ ભેદ કરે છે-માને છે-તેને ભય થાય છે. જે આ વિશ્વમા ભેદોને જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે. જે પોતાનાંથી જૂદા દેવની ઉપાસના કરે છે અને હું જૂદો છું ને દેવ ભિન્ન છે તે પશુની પેઠે કશુ જાણતો નથી જે પરમાત્માને બીજા પ્રકારથી (ભેદથી) જાણે છે તે ક્ષય લોકને પામે છે અથવા જીવાત્મા અને પરમાત્માનો ભેદ માનવાથી પણ 'तत्त्वमसि'

'अहंब्रह्मास्मि' 'अयमात्मा ब्रह्म' 'यत्साक्षादपरोक्षाद्ब्रह्म' 'य आत्मा सर्वान्तरः' एष त आत्मान्तर्याम्यमृतः' 'अयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्' 'इदं सर्वं यदयमात्मा' 'एषत आत्मा सर्वान्तरः' इति 'त्वं वा अहमस्मि भगवो देवते अहं वै त्वमसि' इति 'सवा एष महानज आत्माजरोऽमृतोऽस्रयो ब्रह्माभयं वै ब्रह्माभयं हि वै ब्रह्मेति' ॥ 'તે તું છે. હું બ્રહ્મ છું. આ આત્મા બ્રહ્મ છે. જે બ્રહ્મ સાક્ષાત્ અપરોક્ષ છે. જે આત્મા સર્વાન્તર છે. આ! તારો આત્મા અન્તર્યામિને અમૃત છે. જે આ આત્મા અમૃત રૂપ છે. આ બ્રહ્મ સ્વરૂપ છે સર્વ છે તેજ આ. જે આ સર્વ છે તે આત્મા છે. આ તારો આત્મા સર્વાન્તર છે. હે ભગવાન્ તું તે હું છું અથવા હું તેજ તું છે. તે આ મહાન્ અજ આત્મા અજર, અમર અને અભય છે. બ્રહ્મ અભય છે. નિશ્ચય બ્રહ્મ અભય છે. ઉપર કહેલ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણુ આદિનો વિરોધ આવે છે.

કદિ કોઇ એમ પૂછે કે જ્યારે સર્વત્ર અભેદજ છે તો પછી તમારા પક્ષમાં જીવ ઇશ્વરાદિ વ્યવહારનો ભેદ કેવો છે અને તેઓનું નિત્યત્વ કેવા પ્રકારનું છે? તેનો જવાબ આપે છે કે–અનાદિ અવિદ્યાના યોગથી જીવ અને ઇશ્વર નિત્ય છે શ્રી ભગવાન્ કહે છે કે—प्रकृतिं पुरुषं चैव विद्धयनादी उभावपि પ્રકૃતિને અને પુરૂષને બેઉને અનાદિ જાણ. આ માયા–અવિદ્યા સાક્ષાત્ જગતનું કારણુ છે એ એકજ સર્વાત્મિકા ને સર્વની નિયામિકા છે. માહેશ્વરી અનાદિ સિદ્ધ શક્તિ આકાશ નામની દિવિ–નભમાં પ્રકાશે છે–શોભે છે- તે અનાદિ માયાના યોગથી જીવાદિ નિત્ય થાય છે પરમાત્મા અદ્વિતીય છે તથાપિ માયા વડે બહુરૂપને પ્રાપ્ત થાય છે. સંભળાય છે (વેદમાં) एकस्य मायया बहुरूपत्वम् । તેમજ 'रूपं रूपं प्रतिरूपो बभूव' 'इन्द्रो मायाभिः पुरुरूपईयते' 'एको देवः सर्वभूतेषु गूढः' 'एकं सद्विप्रा बहुधा वदन्ति' 'एकं सन्तं बहुधा कल्पयन्ति' 'एको देवो बहुधा निविष्टः' 'एकः सन्

बहुधा विचारः' 'त्वमेकोऽसी बहुननुप्रविष्टः' 'अजायमानो बहुधा विजायते' इति અર્થ–દરેક શરીરમાં તેવા તેવા પ્રકારના આકારવાળો થાય છે. પરમાત્મા પોતાની માયાવડે જૂદા જૂદા આકારને પામે છે. સર્વભૂતોમાં એકજ દેવ ગૂઢ છે. એકજ સત્ વિપ્રો બહુ પ્રકારે કહે છે. એક છે છતાં બહુરૂપે કલ્પના કરવામાં આવે છે. એકજ દેવે બહુ પ્રકારે પ્રવેશ કરેલો છે. એક છતાં અનેક પ્રકારે વિચારેલ છે. ઘણામાં પ્રવેશ કરનાર તમે એકજ છો. જન્મ્યા વગરજ બહુ પ્રકારે પ્રકટ થાય છે. તેમજ મોક્ષ ધર્મમાં કહેલ છે કે—

एक एव हि भूतत्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

અર્થ—એકજ આત્મા સર્વ ભૂતોમાં રહેલો છે. એક છે છતાં જૂદા જૂદા પાણી ભરેલાં કુંડામાં જેમ એક ચન્દ્ર અનેક રૂપે દેખાય છે તેમ આત્મા પણ બહુ રૂપે ભાસે છે. તેમજ યાજ્ઞવલ્ક્ય કહે છે કે—आकाशमेकं हि यथा घटादिषु पृथग्भवेत् । तथात्मैकोऽप्यनेकश्च जलाधारेष्विवांशुमान् । इति ॥ જેમ એકજ આકાશ ઘડાની ઉપાધિઓમાં જૂદું દેખાય છે તેમ એકજ આત્મા શરીરની ઉપાધિથી ભિન્ન દેખાય છે અથવા જેમ જૂદાં જૂદાં જલપાત્રોમાં એક સૂર્ય બહુ રૂપે દેખાય છે તેમ એકજ આત્મા પૃથક્ પૃથક્ શરીરોમાં અનેક રૂપે ભાસે છે. તથા કાવષેય ગીતામાં કહે છે કે—

एकश्च सूर्यो बहुधा जलाधारेषु दृश्यते ।
आभाति परमात्मापि सर्वोपाधिषु संस्थितः ।
ब्रह्म सर्वशरीरेषु बाह्ये चाभ्यन्तरे स्थितम् ।
आकाशमिव कुंभेषु बुद्धिगम्यो न चान्यथा ॥

અર્થ—ઘણાં જલપાત્રોમાં એકજ સૂર્ય બહુ રૂપે દેખાય છે તેમ સર્વ ઉપાધિઓમાં સ્થિત એકજ પરમાત્મા બહુ રૂપે ભાસે છે

આત્મજ સર્વ શરીરોમાં અંદર અને બહાર સ્થિત છે. જેમ ઘટની અંદર અને બહાર આકાશ રહ્યું છે તેમ પણ એ વાત બીજી રીતે સમજાય તેવી નથી કિન્તુ બુદ્ધિ ગમ્ય છે. તેમ પરમેશ્વર કહે છે કે—नित्यः सर्वगतो ह्यात्मा कूटस्थो दोषवर्जितः । एकः सन्भिद्यते शक्त्या मायया सर्वभावतः ॥ સર્વત્ર વ્યાપક આત્મા નિત્ય, કૂટસ્થ અને દોષ રહિત છે. એક છે છતાં પોતાની માયા શક્તિથી સર્વ પદાર્થ રૂપે ભેદ પામે છે—બહુ રૂપે થાય છે. માટે એકજ પરમાત્મા માયાવડે બહુ રૂપોને ધારણ કરે છે. માટે સર્વનું કારણ પરમાત્મા છે તેજ કાર્ય રૂપ જીવાત્માને માયાવડે પ્રેરે છે. પરમાર્થ દષ્ટિએ તો તે સંસરતો નથી ને સંસારતોએ નથી. કાવષેય ગીતામા કહે છે કે—न जायते न म्रियते न बध्यो न च घातकः । न बद्धो बन्धकारी वा न मुक्तो न च मोक्षदः । पुरुषः परमात्मा तु यत्ततोऽन्यदसच्च तत् । इति ॥ તે જન્મતો નથી, મરતો નથી, વધ કરવા લાયક નથી, કોઇનો ઘાત કરતો નથી તેને બંધન નથી તેમ કોઇને બંધ કરતા નથી તેમ મુક્ત પણ નથી અને મોક્ષ અર્પનાર પણ નથી. જે પુરૂષ છે તેજ પરમાત્મા છે તેના સિવાય બધું અસત્ છે. તેમજ ભગવાન્ કહે છે કે—अहं प्रशास्ता सर्वस्य मायातीतस्व भावतः । न चाप्ययं संसरति न च संसारयेत्प्रभुः ॥ સ્વભાવથી માયાતીત છતાં હું બધાનો શાસક છું. વસ્તુતઃ પ્રભુ સંસારમાં આવતાએ નથી ને કોઇને સંસારમાં નાખતાએ નથી. માયા નિમિત્તે ભેદથી પરમાત્માના કાર્ય કારણ ભેદો જણાય છે છતાં પરમાત્મ સ્વરૂપમાં કોઇ પ્રકારની અધિકતા થતી નથી. સંસાર માયામય હોવાથી પરમાત્મા કૂટસ્થ રૂપ છે છતાં માયાના યોગથી ઘણા જીવો થાય છે અથવા પરમાત્માની જે અનાદિ સિદ્ધ માયા તેના યોગથી બહુ થાય છે. એ સર્વ બાબત અનુગીતામાં કહેવામાં આવી છે—

अज्ञानगुणरूपेण तत्त्वरूपेण च स्थितम् ।
ममत्वे यदि संसारो नोच्छिद्येत कथंचन ॥

अविद्याशक्ति संपन्नः सर्वयोनिषु वर्तते ।
तस्याज्यं सर्वविदुषां मोहनं सर्व देहिनाम् ॥
तन्नाशेन म ।नात्मा राजते नात्र संशयः ।
अहंकारस्य विजये ह्यात्मा सिद्धो भविष्यति ॥
सिद्धे चात्मनि निर्दुःखी पूर्वबोधो भविष्यति ।
पूर्णबोधं परानन्द मनन्तं लोकभावनम् ॥
भजत्यव्यभिचारेण परमात्मनमच्युतम् ।
तभ्दक्तस्तत्प्रसादेन ज्ञानानल समन्वितः ॥
अखिलं कर्म दग्ध्वान्यैर्विष्णवाख्यममृतं शुभम् ।
प्राप्नोति सर्वसिद्धार्थमिति वेदानु शासनम् ॥इति॥

અર્થ—અજ્ઞાન ગુણ રૂપવડે તત્વરૂપથી સ્થિત છે. જ્યાંસુધી મમત્વ છે ત્યાંસુધી સંસાર કોઇ રીતે ઉચ્છેદ થતો નથી. અવિદ્યા શક્તિ યુક્ત તે સર્વ યોનિમાં સ્થિત છે. સર્વ દેહીઓને મોહ કરનાર તેજ છે માટે વિદ્વાનોએ તેનો પરિત્યાગ કરવો જોઇએ. તે અહંકારનો નાશ કરવાથી મહાન્ આત્મા પ્રકાશે છે એમાં કોઈ જાતની શંકાને અવકાશ નથી. અહંકારના વિજયથી આત્મા સિદ્ધ થશે. આત્મસિદ્ધિ થવાથી આનંદ રૂપનું જ્ઞાન થશે. પછી પુરૂષ પૂર્ણ બોધ સ્વરૂપ, પરમાનંદ, અનન્ત લોકના ભાવરૂપ, અચ્યુત પરમાત્માને અવ્યભિચાર ભાવથી ભજે છે. એ રીતે પરમાત્માની ભક્તિ કરનારો ભક્ત પરમાત્માની કૃપાથી જ્ઞાનાગ્નિવડે સર્વ કર્મોને બાળીને, સર્વ અર્થને સિદ્ધ કરનારૂં વિષ્ણુનું અમૃતપદ છે તેને પામે છે. એમ વેદનું શાસન છે.

તેજ પ્રમાણે પરમગુરૂ ભગવાન્ પરાશર પણ આત્માથી ભિન્ન સર્વ મિથ્યા છે એમ દેખાડે છે—

**ज्ञान स्वरूपमत्यन्तनिर्मलं परमार्थतः ।**
**तमेवार्थ स्वरूपेण भ्रान्तिदर्शनतः स्थितम् ॥**

**અર્થ**—પરમાર્થ દૃષ્ટિથી જોતાં અત્યન્ત નિર્મલ જ્ઞાન સ્વરૂપજ છે. તેજ વિષય સ્વરૂપે ભ્રાન્તિ દર્શનથી ભાસે છે. આ જગત્ જ્ઞાન સ્વરૂપ છે પણ અજ્ઞાનથી વિષય રૂપે જોઇને મોહ રૂપ સમુદ્રમાં ભટકે છે. જે જ્ઞાની પુરૂષ તે શુદ્ધચિત્તથી સર્વ વિશ્વને પરમાત્મ સ્વરૂપે જ્ઞાનમય જુએ છે. ભગવાન જ્ઞાન સ્વરૂપ છે તેથી સંપૂર્ણ જગત્ વસ્તુભૂત નથી. તેથી પર્વતો, સમુદ્રો, પૃથ્વી વિગેરે જે ભેદો ભાસે છે તે જ્ઞાનથીજ પ્રકાશે છે. જ્યારે સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે ને સર્વ દોષ રહિત પોતાના શુદ્ધ જ્ઞાન સ્વરૂપનો બોધ થાય છે. ત્યારે સર્વ ફળો સંકલ્પ વૃક્ષનાંજ છે. વસ્તુમાં કોઇ પ્રકારનો ભેદ નથી એ વાત સ્પષ્ટ સમજાય છે. સદા આદિ, મધ્ય અને અંતરહિત કોઇક વસ્તુ છે ને જે બીજુ વારંવાર જાય છે તે તેવું છેજ નહિ તો પછી તેનું અસ્તિત્વ ક્યાંથી હોઇ શકે ? નથીજ. પૃથ્વીમાંથી ઘડો થાય છે. ઘડાથી કપાલ ( કાચલાં ) કપાલનું ચૂર્ણ તેમાંથી અણું એમ માણસો પોતાના કર્મથી અચળ આત્મામાં પોતાના નિશ્ચયથી જુએ છે. વસ્તુતઃ આત્મામાં કશુ નથી. તેથી હે દ્વિજ ! વિજ્ઞાન સિવાય જરાપણ, કોઈ ઠેકાણે, કોઇ સમયે, વસ્તુ—બીજી વસ્તુ છેજ નહિ. એકજ વિજ્ઞાન પોતાના કર્મ ભેદથી ભિન્ન ભિન્ન ચિત્તવડે બહુરૂપે ભાસે છે.

જે પરમાત્મા જ્ઞાન રૂપ, વિશુદ્ધ, મલરહિત, વિશોક, સર્વ દોષરહિત, અસંગ, એક ને પરમ પરમેશ્વર વાસુદેવ છે તેનાથી જૂદું બીજું કાંઈ નથી. આ સદ્‌ભાવ રૂપ જ્ઞાન મેં તમને કહ્યું. તેમજ જેવું સત્ય છે તે બીજુ આ અસત્ય છે તે, જે ભુવનનો આશ્રય થઈ જેના વડે સર્વ વ્યવહાર થાય છે તે પણ મેં કહ્યું. હે રાજા સંક્ષેપથી તું મારી પાસેથી પરમાર્થ સાંભળ, પરમાત્મા પ્રકૃતિથી પર, શુદ્ધ, નિર્ગુણ, એક, વ્યાપક અને સમ છે. આત્મા જન્મ અને વૃદ્ધિથી

રહિત છે. સર્વત્ર વ્યાપક અને અવ્યય છે. નામ, જાતિ વિગેરેથી પર જ્ઞાનમય વ્યાપક છે. આત્મા યોગવાન્ નથી તેમ યુક્ત પણ નથી. ને કોઇને જોડતો પણ નથી. તે આત્મા બીજા દેહમાં છતાં તે એકજ છે. ભેદ ભાવથી મિથ્યા દ્વૈતને જોનારાઓ જે જુએ છે તે પરમાર્થ વિજ્ઞાન સ્વરૂપ છે હે મહા બુદ્ધિવાન્ તેનો તને ઉપદેશ કર્યો. જેમ એકજ આકાશ ધોળું, નીલ, આદિ ભેદ યુક્ત ભાસે છે તેમ અનેક રૂપે એક છતાં આત્મા પૃથક્ પૃથક્ ભાસે છે તેનું કારણ ભ્રાન્તિ છે વસ્તુતઃ સંપૂર્ણ પરમાર્થ રૂપ એકજ આત્મા છે. આ સંસારમાં એક અચ્યુતજ છે તેનાથી ભિન્ન બીજું કાંઇ નથી હું, તું, તે સર્વ આત્મ રૂપજ છીએ માટે ભેદકારક જે મોહ છે તેનો ત્યાગ કર. જે જ્ઞાન કહેવામાં આવ્યું તેના વડે-પરમાર્થ દૃષ્ટિથી ભેદનો પરિત્યાગ કરી સ્વરૂપના યથાર્થ બોધથી આજ જન્મમાં મોક્ષ મેળવી શકાય છે. હે વિપ્રવર્ય સૂર્ય, ચન્દ્ર અને તારા વિગેરે જ્યોતિઓ વિષ્ણુ છે. સર્વ ભૂરાદિ લોકો પણ વિષ્ણુ છે. વન, પર્વત, દિશાઓ, નદીઓ, સમુદ્રો, જે છે, જે નથી તે સર્વ વિષ્ણુ છે. સર્વ ભૂતના વિસ્તાર રૂપ આ જગત્ વિષ્ણુ રૂપ છે તેથી બુદ્ધિમાને સર્વ અભેદ રૂપથી આત્મ સ્વરૂપે જોવું. ભેદભાવને ઉત્પન્ન કરનાર અજ્ઞાનનો અત્યંત નાશ થવાથી આત્માનો અને બ્રહ્મને કલ્પિત ભેદ શું કરી શકશે? કાંઇ નહિ. પરમાત્માની ભાવના કરતો કરતો તે પરમાત્મ રૂપ થાય છે. ભેદ તો તેના અજ્ઞાનથી દેખાય છે. જ્ઞાન એજ પરબ્રહ્મ છે. બંધને માટે જ્ઞાનની ઇચ્છા કરવામાં આવે છે આ સર્વ જ્ઞાનમય છે જ્ઞાનથી પર બીજું કાંઇ નથી. હે મૈત્રેય વિદ્યા અને અવિદ્યા પણ જ્ઞાન રૂપજ છે.

તથા આ સર્વ બાબત ભગવાન્ સનત્સુજાતે કહી છે તેમજ કાવષેય ગીતામાં પણ કહ્યું છે કે—

**वेदान्पठध्वं विविवद्व्रतानि कृत्वा विवाहंच मखैर्यजध्वम् ।**
**उत्पाद्य पुत्रान्वयसो विरामे देहं त्यजध्वं नियतास्तपोभिः ॥**

**किमद्य नश्चाध्ययनेन कार्यं किमर्थवन्तश्च मखैर्यजामः ।**
**प्राणं हि वाप्यनले जोहवीमः प्राणानले जोहवीमीतिवाचम् ॥**

**અર્થ**—વેદોને ભણો, વિધિ પ્રમાણે વ્રત અને વિવાહ કરીને યજ્ઞો કરો, પુત્રની ઉત્પત્તિ કરીને, નિયમ પૂર્વક તપવડે બાકીની વય પૂર્ણ કરીને દેહનો પરિત્યાગ કરો. (એવાં પ્રકારના વિધિ વચન સાંભળી સંસારથી ઉપરામ પામેલો પુરૂષ વિચાર કરે છે કે) મારે વેદનું અધ્યયન કરીને શું કરવું છે. કયા અર્થને માટે યજ્ઞ કરૂં. પ્રાણને અગ્નિમાં હોમું અને વાણીને પ્રાણાગ્નિમાં હોમું છું. એ રીતે કૃતકૃત્ય થએલાને યજ્ઞાદિ અનુષ્ઠાનનો અભાવ છે એમ બતાવે છે. પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગમાંથી ને વેશ્યાના ગૃહમાંથી જરૂર પડવું પડે છે. મનુષ્યલોકમાં વૃદ્ધાવસ્થાનું અને જન્મમરણનું દુઃખ છે. એ રીતે યજ્ઞાદિ સાધ્ય લોકોનું અનિત્યત્વ અને દોષો બતાવીને તેનો ત્યાગ બતાવ્યો. યજુર્વેદમાં सत्यं परं परम् ॥ સત્યજ શ્રેષ્ટ છે એમ સત્યનું મહાત્મ્ય બતાવીને સંન્યાસનું રહસ્ય સમજાવ્યું છે. શ્રુતિ પણ કહે છે કે न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्त्वमानशुः । परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति ॥ वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः । ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ॥ इति ॥ **અર્થ**—કર્મવડે, પ્રજાવડે કે ધનવડે મોક્ષ મળતો નથી પણ મહાત્માઓ ત્યાગવડે મોક્ષને મેળવે છે. સ્વર્ગના સુખથી પર બુદ્ધિમાં સ્થિત આનંદ પ્રકાશે છે. તેમાં બ્રહ્મ સાક્ષાત્કાર માટે યત્ન કરનારા સંન્યાસીઓ પ્રવેશ કરે છે. વેદાન્તના ‘હું બ્રહ્મ છું’ એવા જ્ઞાનમાં નિશ્ચયવાળા, રાગાદિ કષાયથી રહિત, શુદ્ધ અંતઃકરણવાળા, સંન્યાસીઓ બ્રહ્મલોકમાં જાય છે. કાર્યબ્રહ્મના અન્તકાલે સર્વે મુક્ત થાય છે. તેમજ બૃહદારણ્યકમાં પણ કહે છે કે—एतं वैतमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ॥ **અર્થ**—એ આત્માને જાણીને વિદ્વાનો પુત્રની ઇચ્છાથી, ધનની ઇચ્છાથી લોકની ઇચ્છાથી, ઉત્થાન પામીને ભિક્ષાવૃત્તિથી રહે છે. તેમજ ભગવાન્ વાસુદેવ કહે છે કે—

नि राशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भ परित्यागी यो मद्भक्त समेप्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभ परित्यागी भक्ति मान्यः समेप्रियः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारि पक्षयोः ।
सर्वारम्भ परित्यागी गुणातीतः स उच्यते ॥
असक्त बुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

અર્થ—જેણે સર્વ પ્રકારની આશાને છોડી દીધી છે, અંતઃકરણ અને બાહ્યકરણનો જેણે નિરોધ કર્યો છે. સર્વપ્રકારના પરિગ્રહનો જેણે પરિત્યાગ કર્યો છે. કેવલ શરીરસ્થિતિ પ્રયોજનને લઇ જે નિરાભિમાનથી કર્મ કરે છે તે કર્મ કરે છે છતાં પુન્યપાપને પામતો નથી. દેહ, ઇન્દ્રિયાદિના વિષયમાં સ્પૃહા રહિત, બાહારને અંદરથી પવિત્ર, આવિપડેલા કાર્યમાં કેમ વર્તવું તે જાણવામાં ચતુર, શત્રુ મિત્રના પક્ષથી રહિત, ભયરહિત, સર્વ પ્રકારના કર્મ ફલની ઇચ્છા પૂર્વક આરંભ નહિ કરનાર એવો જે મારો ભક્ત તે મને પ્રિય છે. જે ઇષ્ટ-પ્રિયની પ્રાપ્તિથી પ્રસન્ન થતો નથી. અનિષ્ટની પ્રાપ્તિ થતાં તેનો દ્વેષ કરતો નથી. પ્રિયના વિયોગ માટે જે શોક કરતો નથી. જેની પ્રાપ્તિ નથી તેની ઇચ્છા કરતો નથી, શુભ—કલ્યાણ—પુણ્ય, ને અશુભ—અમંગલ—પાપ એ બંનેનો પરિત્યાગ કરનાર ભક્તિયુક્ત મને પ્રિય છે. જેનો

માન અને અપમાન સરખાં છે, અર્થાત્ માન અપમાનથી જેનામાં કોઈ પ્રકારનો વિકાર થતો નથી, મિત્ર અને શત્રુનો પક્ષ જેને સમ છે, (જ્ઞાનીની દૃષ્ટિથી તો કોઇ શત્રુએ નથી તેમ મિત્ર પણ નથી એ વાત બીજાની દૃષ્ટિએ કહેવામાં આવે છે.) સર્વ પ્રકારના આરંભનો જેણે પરિત્યાગ કર્યો છે તે ગુણાતીત કહેવાય છે. સ્ત્રી, પુત્રાદિમાં જેની બુદ્ધિ આસક્તિ રહિત છે, જેણે પોતાના આત્માને જીતી લીધો છે, જેની સર્વ પ્રકારના ભોગમાંથી સ્પૃહા જતી રહી છે તે પુરૂષ સંન્યાસ વડે નૈષ્કર્મ્યં સિદ્ધિને પામે છે. સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે શરણે આવ અર્થાત્ જન્મ મરણાદિ રહિત હું એકજ વિશ્વમા વ્યાપક છું. મારાથી ભિન્ન બીજું કાંઇ નથી એમ જાણ. એવા પ્રકારના નિશ્ચયવાળા તુને હું સર્વ પ્રકારના પાપથી-ધર્મા ધર્મથી મુક્ત કરીશ માટે શોક કરીશ નહિ.

તેમજ અનુગીતામાં પણ કર્મ પ્રયોજનનો અભાવ ભગવાને બતાવ્યો છે.

**नैव धर्मी न चाधर्मी न चैव हि शुभाशुभि ।**
**यः स्यादेकासने लीनस्तूष्णीं किंचिदचिन्तयन् ॥**

અર્થ—જે કોઇ પ્રકારનું ચિંતન કર્યા વિના એક આસને આત્મામાં લીન થઈ મૌન રહે છે તે ધર્મ નથી, અધર્મી નથી તેમ શુભાશુભી પણ નથી. યોગ પ્રવૃત્તિ લક્ષણવાળો છે ને જ્ઞાન સંન્યાસ લક્ષણ સંપન્ન છે. તેથી બુદ્ધિમાને જ્ઞાનને આગળ કરીને સંન્યાસ ગ્રહણ કરવો.

તથા શાન્તિપર્વમાં ભગવાન્ વ્યાસે શુક પ્રતિ કહ્યું છે કે—

**कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते ।**
**तस्मात्कर्म न कुर्वन्ति यतयः पारदर्शिनः ॥**

અર્થ—જીવાત્મા કર્મથી બંધાય છે અને વિદ્યા-જ્ઞાનથી મુક્ત થાય છે તેથી બ્રહ્મ સ્વરૂપને જાણનારા યતિઓ કર્મ કરતા નથી. એ વૃત્તિ પ્રથમથીજ સ્વયંબ્રહ્માએ વિહિત ગણેલી છે. પૂર્વના પરમ ઋષિઓએ એનું આચરણ કર્યું છે. સંન્યાસી ઉત્તમ પરંસ્થાનને પામે છે. તેથી તેજ ભાવને અનુસરનારા જોયા અને સાંભળ્યા છે.

દેવર્ષિ નારદ પણ સર્વ કર્મ સંન્યાસ બતાવે છે.—

**संन्यस्य सर्वकर्माणि संन्यस्य विपुलं तपः ।**
**संन्यस्य विविधा विद्याः सर्वं संन्यस्य चैव हि ॥**

અર્થ—સર્વ કર્મોનો ત્યાગ કરીને, વિપુલ-અગાધ તપનો સંન્યાસ-ત્યાગ-કરીને, વિવિધ-પ્રકારની વિદ્યાનો ત્યાગ કરીને, તેમજ સર્વનો ત્યાગ કરીને, એક આત્માથી કૃતકૃત્ય થઇ દેહનો આશ્રય કરીને સર્વ દિશામાં ફરવાને શક્તિમાન્ થાય છે. માયાના ગુણમય પાશોનો પરિત્યાગ કરીને તથા શુભાશુભ કર્મોનો પણ ત્યાગ કરીને, સત્યને અનૃત્ય બેઉને છોડીને પુરૂષ નિર્ગુણ થાય છે. હે તાત્ પરિગૃહને છોડી દક્ષને જિતેંદ્રિયથા આલોક અને પરલોક-ઉભયમાં અભય પૂર્વક અશોક સ્થાનમાં સ્થિર થા. સર્વ કર્મનો સંન્યાસ કરનારજ જ્ઞાનનો અધિકારી છે. બીજાનો જ્ઞાનમાં અધિકાર નથી એમ ભગવાન્ બૃહસ્પતિ કહે છે—

**प्रसृतैरिन्द्रियैर्दुःखी तैरेव नियतः सुखी ।**
**रागवान् प्रकृतिं ह्येति विरक्तो ज्ञानमाप्नुयात् ॥**

અર્થ—ઇન્દ્રિયોની વિષયમા પ્રવૃત્તિ એ દુઃખી થવાની દશા છે ને ઇન્દ્રિયોનો નિગ્રહ તે સુખી થવાનો માર્ગ છે. રાગી પુરૂષ પ્રકૃતિને પામે છે અને વિરક્ત જ્ઞાનને પામે છે.

તેમજ બ્રહ્માએ મુનિઓને કહ્યું છે કે-સર્વ આશ્રમીઓને સર્વ કર્મ ત્યાગ કરવાનો અધિકાર છે.

गृहस्थो ब्रह्मचारी वा वानप्रस्थोऽथ वा पुनः ।
य इच्छेन्मोक्षमास्थातुमुत्तमां वृत्तिमाश्रयेत् ॥

અર્થ—ગૃહસ્થ, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થ જે કોઈ મોક્ષમાં સ્થિર થવાને ઇચ્છે તેમણે ઉત્તમ વૃત્તિ–સંન્યાસનો આશ્રય કરવો. એ બ્રાહ્મણનું એક સુખ રૂપ પદ છે. એજ વિરક્તોની ગતિ છે ને એજ સનાતન ધર્મ છે. તેથી વિદ્વાન્ અને મુમુક્ષુને સર્વ કર્મ સંન્યાસનો અધિકાર છે.

જીવાત્મા અને પરમાત્મા વચ્ચે મોટો ભેદ માનીને જો પાછળથી તેની એકતા માનવામાં આવે તો મોટો દોષ આવી પડે. કારણ કે એક વસ્તુને બીજી વસ્તુ રૂપ થવું એ અસંભવીત છે. માટે જીવાત્માને પરમાત્માનો વાસ્તવ ભેદ નથી. ત્યારે તેઓની વચ્ચે ભેદ કેમ થાય છે. આવો પ્રશ્ન ઉઠેતો તેનો ઉત્તર એવો છે કે—અનાદિ કાળના ભોગ્યવર્ગની સાથે એટલે સ્થૂલ તથા સૂક્ષ્મ એવાં શરીરોની સાથે સમ્બન્ધ થવાથી નિત્ય એવા પરમાત્મા પોતેજ ઘટાકાશની પેઠે અને જલચંદ્રની પેઠે અનેક જીવો રૂપે ઉત્પન્ન થાય છે. જેમ આકાશ એકજ છે પરંતુ ઘટ, મઠ વગેરે ઉપાધિથી અનેક હોય તેમ ભાસે છે તેમ ચન્દ્ર પણ એકજ છે તો પણ જૂદાં જૂદાં પ્રાણીઓની ઉપાધિથી જૂદો જૂદો ભાસે છે. તેમજ પરમાત્મા પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરની ઉપાધિથી જૂદો જૂદો ભાસે છે. આમ ઉપાધિને લીધે જીવાત્મા અને પરમાત્મા વચ્ચે જે ભેદ થાય છે તેથી પરમાત્માના સ્વરૂપમાં કાંઈ પણ ઉણપ થતી નથી. પાણીના કંપથી પાણીમાં રહેલો ચન્દ્ર કંપવા લાગે છે ત્યારે કાંઇ મુખ્ય ચન્દ્ર કંપતો નથી તેમજ ઘટાકાશ જયારે ચાલતું હોય ત્યારે મુખ્ય આકાશમાં પણ કંઇ ચાલવાપણું સંભવતું નથી તેમજ જીવાત્માને દુઃખાદિક થવાથી કંઇ પરમાત્માને દુઃખાદિક થવાનો સંભવ નથી શ્રુતિઓ પણ કહે છે કે—

**एक एव तु भूतात्मा भूते भूते प्रकाशते ।**
**एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥**

પ્રાણી માત્રના આત્મા રૂપ પરમાત્મા એકલાજ પ્રત્યેક પ્રાણીઓમાં પ્રકાશી રહેલા છે. તે પાણીમાં રહેલા ચંદ્રમાની પેઠે એક રૂપે અને અનેક રૂપે જોવામાં આવે છે—यथा ह्ययं ज्योतिरात्मा विस्ववानपो भिन्ना बहुधैकोनुगच्छन् । उपाधिना क्रियते भेदरुपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥ જેમ જ્યોતિ રૂપ સૂર્ય નારાયણ એકલા છે તો પણ જૂદાં જૂદાં પાણીઓમાં પ્રવેશ કરીને અનેક રૂપે જણાય છે. તેમજ અજન્મા એવા પરમાત્મા શરીરોની ઉપાધિને લીધે એક છતાં પણ અનેક રૂપે ભાસે છે.

**घटसंवृत्तमाकाशं नीयमाने यथाघटे ।**
**घटो नीयते नाकाशं तद्वज्जीवो नभोपमः**

**અર્થ**—જે ઘટમાં આકાશ ભરેલું હોય છે. તેમાં રહેલા ઘડાને લઇ જઇ શકાશ છે પરંતુ આકાશને લઇ જઇ શકાતું નથી. તેમ જીવ પણ આકાશના જેવો છે. ઉપાધિ રૂપ શરીરને ગમે ત્યાં લઇ જઇ શકાય છે પણ તેમાં રહેલા જીવાત્માને કોઇ ઠેકાણે લઇ જઇ શકાતો નથી અર્થાત્ આકાશની પેઠે જીવ વ્યાપક છે.

આ રીતે શ્રુતિઓ જીવાત્મા અને પરમાત્માનો ઔપાધિક ભેદ દર્શાવી આપે છે. એ જીવ ઇશ્વરના કલ્પિત ભેદથીજ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે અને પરમાત્માને શરીરનો સમ્બન્ધ થવામાં હેતુ અનાદિ કાળનું અજ્ઞાન છે.

એ રીતે એકજ પરમાત્માનું માયાના—અજ્ઞાનના યોગથી બહુ રૂપત્વ કહ્યું હવે ઇશ્વર જગતનું કારણ થાય છે તે પણ માયા ઉપાધિથીજ છે એ બતાવે છે—

यदेतदृश्यं भगवान्स नित्यं
विकारयोगेन करोति विश्वम् ।
तथा च तच्छक्तिरति स्म मन्ये
तदर्थयोगे च भवन्ति वेदाः ॥ २१ ॥

અર્થ—જે આ પ્રપંચ દેખાય છે તે પરમાર્થ ભૂત ઇશ્વર રૂપ છે. તે પરમાત્મા વિકારના યોગથી ઇક્ષણાદિ પૂર્વક વિશ્વ બનાવે છે—કરે છે. તે સર્વ પરમાત્માની શક્તિ માયાજ કરે છે. પરમાત્મા નહિ એમ હું માનું છું સચ્ચિદાનંદ પરમાત્મા સ્વતઃ કારણ નથી માયા સર્વ કરે છે તેમાં વેદો પ્રમાણ છે.

વિવરણ—દૃષ્ટિગોચર થતાં સર્વ પ્રપંચનું અધિષ્ઠાન ઐશ્વર્યાદિ સમન્વિત પરમેશ્વર છે. સંપૂર્ણ વિશ્વ તેમાં અધ્યસ્ત–કલ્પિત–છે ટુંકામાં પરમાત્માજ પોતાની માયા શક્તિના પ્રભાવથી જગત્ રૂપે ભાસે છે. અને તેમાં–માયાના સદ્ભાવમાં વેદો પ્રમાણ રૂપ છે. શ્રુતિ કહે છે કે—इन्द्रो मायाभिः पुरुरूप इयते ॥ પરમાત્મા માયાવડે જીવ રૂપે થયા–તેમજ अस्मान्मायी सृजते विश्वमेतत् ॥ એથી માયી–પરમાત્મા–આ વિશ્વને ઉત્પન્ન કરે છે. मायिनं तु महेश्वरम् । અને માયાવાળાને મહેશ્વર જાણો. देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् । પરમાત્માની પોતાની શક્તિ પોતાના ગુણોથી ઢંકાએલી છે. તેમજ ભગવાન્ વાસુદેવ કહે છે કે दैवि ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥ મારી આ ગુણ–સત્વ, રજ ને તમ–યુક્ત દૈવી માયા દુઃખથી પણ જીતવી કઠિણ છે. अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ જન્મ રહિત છતાં, અવ્યય આત્મા અર્થાત્ જ્ઞાન શક્તિના ક્ષય વગરજ, ભૂતોનો ઇશ્વર છતાં, મારી વૈષ્ણવી માયાને વશ કરીને એજ મારી માયાવડે દેહવાન્ જેવો ઉત્પન્ન થાઉં છું. मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् । મારી સત્તાથી પ્રકૃતિ સ્થાવર જંગમ–જડ ચૈતન્ય સર્વને ઉત્પન્ન કરે છે. તેમજ—

**माया तवेयमज्ञातपदार्थानतिमोहिनी ।**
**अनात्मन्यात्मविज्ञानं यया मूढोऽधिरोहति ॥**
**इयमस्य जगद्धातुर्माया कृष्णस्य गह्वरी ।**
**धार्यधारकभावेन यया संपीडितं जगत् ॥**
**अहो स्म दुस्तरा विष्णोर्मायेयमतिगह्वरी ।**
**यया मोहितचित्तस्तु न वेत्ति परमेश्वरम् ॥**

**અર્થ**—તમારી આ માયા અજ્ઞાત પદાર્થોને અતિ મોહ કરનારી છે. એ માયાવડે અનાત્મામાં મૂઢપુરૂષો આત્મજ્ઞાન જાણે છે—અર્થાત્ અવિવેકથી અનાત્મ–જડ–પદાર્થોને આત્મા સમજે છે. આ વિશ્વને ધારણ કરનાર શ્રીકૃષ્ણની માયા ગંભીર છે. તેણે ધાર્ય ધારક ભાવવડે જગતને દુઃખમાં નાંખ્યું છે. વિષ્ણુની એ ગંભીર માયા દુસ્તર છે. તેમાં મોહ પામેલું ચીત્ત પરમેશ્વરને જાણતું નથી.

પ્રથમ જીવ અને પરમાત્માની એકતા કહી. હવે જગત્ પણ પરમાત્મારૂપ છે એ સ્પષ્ટ કરે છે—ચોતરફ જોવામાં આવતું જગત્ વિકાર રહિત પરમાત્મારૂપ છે. માટે નામ અને રૂપ મિથ્યા છે શ્રુતિમાં અ લોકમાં જ્યાં મિથ્યા વસ્તુનો અનુવાદ કરવો હોય ત્યાં इव શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. યથાશ્રુતિ–यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति ॥ જ્યાં દ્વૈતજેવું થાય છે ત્યાં ઇતરરૂપ થએલો જીવ બીજાને જુએ છે. અર્થાત્ ભેદદૃષ્ટિ કરે છે. તેમજ अहमद्य स्वप्ने गजमिवाद्राक्षम् । મેં આજે સ્પપ્નમાં હાથીનાજેવું જોયું. ઉક્ત શ્રુતિ અને વાકયમાં મિથ્યા શબ્દનો અનુવાદ કરવાને इव શબ્દ વાપરવામાં આવ્યો છે. આ સંસાર પરમાત્મરૂપ છે એમાં પણ શ્રુતિ પ્રમાણ છે. इदं सर्वं यदयमात्मा । આ જે સર્વ દેખાય છે તે પરમાત્મારૂપ છે. ब्रह्मैवेदं विश्वम् । આ વિશ્વ બ્રહ્મરૂપજ છે. सर्वं खल्विदं ब्रह्म । આ સર્વ ખરેખર બ્રહ્મરૂપજ છે. એમ શ્રુતિઓ પ્રપંચનું બ્રહ્મથી અભિન્ન-

પણુંજ કહે છે. મૂળશ્લોકમાં જે વિકારપદ છે તેનો અર્થ માયા જાણવો. માયાના સમ્બન્ધથીજ પરમાત્મા જગતને સર્જે છે. પરમાત્મા આ વિશ્વને ઇન્દ્રજાળની પેઠે ઉત્પન્ન કરે છે. પરંતુ સુવર્ણમાંથી જેમ કડાં કુંડળ વિગેરે પરિણામ રૂપે થાય છે તેમ પરમાત્મા જગતરૂપે વિકાર પામતા નથી જગત્ અને પરમાત્મા એ વિકાર વિકારી ભાવ નથી. કારણ કે એમ માનવાથી પરબ્રહ્મમાં પણ અનિત્યપણાનો દોષ આવી પડે. કદિ કોઇ એવો વિકલ્પ કરે કે આ જગત્ જડ છે માટે તેનુ કારણ પણ જડ હોવું જોઇએ કારણ કે કાર્ય અને કારણ વચ્ચે સમાનતા હોય છે. તેથી સંસારનું કારણ ચેતન હોઇ શકે નહિ. કારણ કે તે જડ રૂપ જગતથી વિલક્ષણ છે પંડિત શ્રી નીલકંઠ તેનું સમાધાન આપે છે કે પરમાત્માની શક્તિ પરમાત્માથી અભિન્ન છે તે પરમાત્મામાં સ્વપ્ન પેઠે જગતની પ્રતીતિ કરાવે છે. ને વેદો પણ એમજ માને છે. શ્રુતિ—देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ પરમાત્માની પોતાની શક્તિ તેના પોતાના ગુણોથી ઢંકાએલી છે. परास्य शक्तिर्विविधैव श्रूयते ॥ એમની પરાશક્તિ અનેકરૂપે સાંભળવામાં આવે છે, કદિ કોઇ એવી શંકા કરે કે શક્તિ ભોગ્ય વસ્તુ હોવાથી આત્મા તેનો સ્વામિ છે. તેથી શક્તિ અને શક્તિમાન્ વચ્ચે ભેદ ગણવો જોઇએ. સમાધાન એ છે કે શકિત શકિતમાનથી જૂદી જોવામાં આવતી નથી. જેમ બાળવું અને પ્રકાશવું એ અગ્નિની શકિત છે તે કાઇ અગ્નિથી જૂદી નથી. વેદો પણ કહે છે કે—बहुस्याम् । હું બહુ રૂપે થાઉં. प्रजायेय । હું પ્રજાને સરજું. सच्च त्यच्चाभवत । પરમાત્મા આકાશ વાયુરૂપી નિત્ય અને તેજ, પાણી તથા પૃથ્વીરૂપી અનિત્ય પદાર્થરૂપે થયા.

'પ્રમાદ એજ મૃત્યુ છે' એ રીતે મૃત્યુનું સ્વરૂપ કહીને તેમજ તેના કાર્યથી અનેક પ્રકારના અનર્થ થાય છે તે દેખાડીને; જ્ઞાનનિષ્ઠાવાળા પુરૂષને મૃત્યુનો ભય લાગતો નથી. એમ જ્ઞાનથીજ અભય સ્વરૂપને સિદ્ધ કર્યું. ,સવ વિશ્વ બ્રહ્મ રૂપ છે અને જીવ પણ બ્રહ્માભિન્ન છે' એવા પ્રકારનો શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણને અનુ-

ભવથી નક્કી કરેલો નિશ્ચય એજ જ્ઞાન છે. તે તત્ત્વને પણ સમજાવવામાં આવ્યું. એ નિર્ણય થઈ ગયા પછી કર્મ સ્વરૂપના વિજ્ઞાન માટે ધૃતરાષ્ટ્ર કહે છે—

धृतराष्ट्र उवाच-ધૃતરાષ્ટ્ર-પૂછે છે—

यस्माद्धर्मानाचरन्तीह केचि—
 त्तथाधर्मान्केचिदिहाचरन्ति ।
धर्मः पापेन प्रतिहन्यते वा
 उताहो धर्मः प्रतिहन्ति पापम् ॥ २२ ॥

અર્થ—કેટલાએક કર્મ મુક્તિને માટે અગ્નિહોત્રાદિ ઉપાસનાવાળાં કર્મો-ધર્મા ચરણ કરે છે; અને કેટલાએક આલોકમાં અધર્મ, પાપ કર્મ કરે છે. તો તેઓનો ધર્મ પાપવડે નાશ પામે છે કે તેમનો ધર્મ પાપનો નાશ કરે છે અથવા સમાન બળથી બેઉનો નાશ થાય છે.

વિવરણ--અજ્ઞાનીને પુન્ય અને પાપ બેઉથી સુખદુઃખનો અનુભવ થાય છે. તેથી એક બીજાથી એક બીજાનો નાશ થતો નથી. પણ જ્ઞાની જ્ઞાનાગ્નિના પ્રભાવથી બેઉનો-પુણ્ય-પાપનો-નાશ કરે છે એવા પ્રકારનો ઉત્તર ભગવાન્ સનત્સુજાત આપે છે.

सनत्सुजात उवाच-સનત્સુજાત-બોલ્યા-કહે છે-

तस्मिन्स्थितो वाप्युभयं हि नित्यं
 ज्ञानेन विद्वान्प्रतिहन्ति सिद्धम् ।
अथान्यथा पुण्यमुपैति देही
 तथागतं पापमुपैति सिद्धम् ॥ २३ ॥

અર્થ—પુણ્ય પાપરૂપ કર્મમાં સ્થિત છતાં વિદ્વાન્ જ્ઞાનવડે નાશ

કરે છે એ વાત વેદાદિમાં સિદ્ધ છે અને અવિદ્વાન્ દેહી પુણ્ય પાપનાં ફળને ભોગવે છે એ બાબત પણ શાસ્ત્ર સિદ્ધજ છે.

વિવરણ—વિવેકવાળો વિદ્વાન્ શુભાશુભ કર્મ કરે છે છતાં જ્ઞાનથી તેનો નાશ કરે છે એ વાત વેદ, સ્મૃતિ; ઇતિહાસ અને પુરાણોમાં પ્રસિદ્ધ છે. શ્રુતિ—भिद्यते हृदयग्रन्थि । ચેતનને અભિમાનની ચિજ્જડ ગ્રંથી નાશ પામે છે તેનાં કર્મ ક્ષય પામે છે. यथा पुष्करपलाश आपो न श्लिष्यन्ते एवमेवंविदि पापं कर्म न श्लिष्यते ॥ જેમ કમલ પત્ર જળને સ્પર્શ કરતું નથી તેમ તત્ત્વજ્ઞાનને જાણનારને પાપ કર્મ સ્પર્શ કરતાં નથી. तद्यथेषीकातूलमग्नौ प्रातं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मनः प्रदूयन्ते ॥ જેમ સળીનું તૂલ-રૂ—અગ્નિમાં નાખવાથી બળી જાય છે તેમ એ જ્ઞાનીનાં સર્વ પાપ બળી જાય છે. तथा विद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ તેમ વિદ્વાન્ પુણ્ય પાપને ખંખેરી નાખીને. માયા રહિત થઇ પરમાત્માને પામે છે. अश्व इव रोमाणि विधूय पापम् ॥ ઘોડાના રોમની પેઠે પાપને ખંખેરી નાખીને. यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ॥ જેમ સળગેલો અગ્નિ લાકડાંને બાળીને ભસ્મ કરે છે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે. એથી સિદ્ધ થાય છે કે જ્ઞાનીને પુણ્ય પાપ અડતાં નથી.

અજ્ઞાની પુણ્યપાપના ફળને ભોગવે છે એ બાબત પણ શ્રુતિ વગેરેથી સિદ્ધ કરે છે—યથા इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ॥ મૂઢ પુરૂષો અગ્નિહોત્ર, તપ, સત્ય, વેદ આજ્ઞાનું પાલન, અતિથિનો સત્કાર, વૈશ્વદેવ એ ઇષ્ટિ કર્મો તથા કૂવાવો, વાઓ, તળાવો, દેવમંદિરો, અનદાન, બગીચાઓ વિગેરે પૂર્ત કર્મોને શ્રેષ્ટ માનીને અન્ય—બીજા શ્રેયને જાણતા નથી. તેવા પુરૂષો પુણ્યના પ્રભાવથી સ્વર્ગ લોકને પામી પોતાના પુણ્યનું ફળ ભોગવીને પુનઃ મૃત્યુ લોકમાં આવે છે. તેમજ अनन्दा नाम ते लोका अन्धेन तमसावृताः । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ આત્માનું હનન કરનારા—

દેહાભિમાન્ પૂર્વક કર્મ કરનારા-દેહમાં આત્મ બુદ્ધિવાળા મૃત્યુ પામીને અજ્ઞાનાવૃત અંધ-જડ-લોકને પામે છે તેમ શ્રી વાસુદેવ કહે છે—

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।**
**ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥**
**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति॥**

અર્થ—ઋક્, યજુ અને સામવેદને જાણનારાઓ સોમરસનું પાન કરીને પાપ રહિત થઇને યજ્ઞવડે પૂજન કરી સ્વર્ગ પ્રાપ્તિ માટે પ્રાર્થના કરે છે. તે પોતાના પુણ્યથી સ્વર્ગ લોકને પામીને દેવોના અલૌકિક ભોગોને ભોગવે છે તે વિશાળ સ્વર્ગ લોકનાં સુખ ભોગવતાં જ્યારે પુણ્યનો ક્ષય થાય છે ત્યારે તે મૃત્યુ લોકને પામે છે. એમ અજ્ઞાની પુણ્ય પાપને ભોગવે છે.

અજ્ઞાનીને પુણ્ય પાપનું ફળ મળે છે કે એકથી બીજાનો નાશ થાય છે તેનો જવાબ આપે છે—

**गत्योभयं कर्मणा भुज्यतेऽस्थिरं**
**शुभस्य पापस्य स चापि कर्मणा ।**
**धर्मेण पापं प्रणुदतीह विद्वा—**
**न्धर्मो बलीयानिति तस्य विद्धि ॥ २४ ॥**

અર્થ—તે પુણ્યનાં અને પાપનાં ફલ આપનારાં લોકમાં જઇને પુણ્યાપુણ્ય કર્મો વડે પોતાનાં અસ્થિર કર્મ ફળને ભોગવે છે. આ લોકમાં જે ધર્મ વડે પાપનો નાશ કરે છે તે વિદ્વાનનો ધર્મ બળવાળો જાણ.

વિવરણ—પુણ્યશાળી અથવા પાપી જીવાત્મા તે તે લોકમાં જઇને પોતાના કર્મ પ્રમાણે ફલ ભોગવે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખ્યું છે કે—यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्मिल्लोके जुहोति ॥ હે

ગાર્ગી એ અક્ષરને જે જાણતો નથી તે આલોકમાં પડે છે-જન્મે છે. अथ येऽन्यथातो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति । છાન્દોગ્યમાં પણ કહે છે કે-પરમાત્માથી બીજા પ્રકારે જાણે છે તે ક્ષય્ય લોકમાં નાશવંત લોકમાં હોય છે તે વિદ્વાન્ ધર્મવડે પાપનો નાશ કરે છે. આલોકમાં જે વિદ્વાન્ ઇશ્વર અર્થે કર્મ કરે છે તેને માટે કહે છે કે—तदर्थमुक्तं तप एतदिज्या ताभ्यामसौ पुण्यमुपैति विद्वान् । पुण्येन पापं विनिहत्य पश्चात्स जायते ज्ञानविदीपितात्मा ॥ વિદ્વાન તપ અને યજ્ઞ એ બેઉ જ્યારે પરમેશ્વર પ્રીત્યર્થે કરે છે ત્યારે તેને પુણ્યની પ્રાપ્તિ થાય છે. તે પુણ્યથી પાપનો નાશ કરીને તે પુરૂષ જ્ઞાનના પ્રકાશ રૂપ આત્મા થાય છે. વિદ્વાન જ્ઞાનવડે આત્માને પામે છે. ને જો સકામી હોય છે તો સ્વર્ગના સુખની ઇચ્છા કરે છે. આ લોકમાં કરેલાં સર્વ કર્મને લઇને સ્વર્ગમાં જાય છે ત્યાં તે સુખનો અનુભવ કરીને પુનઃ આલોકમાં આવે છે. જેની ધર્મમાં સ્પર્ધા નથી અર્થાત્ જે નિષ્કામ છે તેનો ધર્મ વિજ્ઞાનના સાધન રૂપ થાય છે. અને ધર્મમાં જેની સ્પર્ધા છે જે સકામી છે તેનો ધર્મ જ્ઞાનનું સાધન થતો નથી જે પુરૂષ ઇશ્વરને માટે કર્મ કરે છે તેનો ધર્મ બળવાળો છે એમ જાણવું. જે કેવલ સકામ કર્મ કરનાર છે તેનો ધર્મ પાપ કરતાં બળવાળો નથી તેથી તેને પાપ અને પુન્ય બેઉનો અનુભવ થાય છે. એક વડે બીજાનો નાશ થતો નથી.

કેનો ધર્મ સ્વર્ગાદિના સાધન રૂપ થાય છે અને કેનો ધર્મ ચિત્ત શુદ્ધિદ્વારા જ્ઞાનના સાધનરૂપ થાય છે તે બે શ્લોકથી કહે છે—

**येषां धर्मेषु विस्पर्धा बले बलवतामिव ।**
**ते ब्राह्मणा इतः प्रत्य स्वर्गयान्ति प्रकाशताम् ॥ २५ ॥**
**येषां धर्मे न च स्पर्धा तेषां तज्ज्ञानसाधनम् ।**
**ते ब्राह्मणा इतो मुक्ता स्वर्गं यान्ति त्रिविष्टपम् ॥ २६॥**

**અર્થ**—જેમ બળવાળાને બળવાન્ ઉપર સ્પર્ધા હોય છે તેમ જેઓની ધર્મમાં ચડસા ચડસી છે તે બ્રાહ્મણો અહિંથી ધૂમાદિ માર્ગે થઇ સ્વર્ગમાં નક્ષત્રાદિ રૂપે પ્રકાશને પામે છે. અને કર્મ ફળમાં જેની સ્પર્ધા નથી તેઓને ધર્મ જ્ઞાનના સાધન રૂપ થાય છે. તે બ્રાહ્મણો આલોકમાંથી મુક્ત થઇને સ્વર્ગ–સુખરૂપ પૂર્ણાનંદ બ્રહ્મને પામે છે.

**વિવરણ**—જે લોક વિષય પરાયણ છે અને સ્વર્ગમાં વસીને ઉર્વંશી વિગેરે અપ્સરાઓના ભોગની વાતો સાંભળીને; તેના સાધન રૂપ જ્યોતિષ્ટોમાદિ ધર્મસાધનોની સ્પર્ધા કરે છે અર્થાત્ આનાથી હું ઉત્કૃષ્ટ ધર્મ કરીને વધારે સુખી થાંઉ એમ ચડસ રાખે છે. જેમ લોકોમાં બળવાન્ રાજા બીજા બળવાળા રાજાને જોઇને વિચાર કરે કે હું આના કરતાં વધારે બળ સંપાદન કરીને, તેને જિતી તેના કરતાં વધારે સુખી થાઉં એમ સ્પર્ધા કરે છે, તે ફલ સંગી બ્રાહ્મણો ધૂમાદિ માર્ગે સ્વર્ગમાં જઈ નક્ષત્રાદિ રૂપે પ્રકાશને પામે છે. કહે છે કે—अथ य इमे इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति । જેઓ ઇષ્ટાપૂર્ત અને દત્ત કર્મની ઉપાસના કરે છે તે ધૂમ માર્ગે સ્વર્ગને પામે છે ત્યાંથી આરંભ કરીને एष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति यावत्संपातमुषित्वाथैतमे वाध्यानं पुनर्निवर्तन्ते ॥ તેનો સોમ રાજા છે તે દેવોનું અન્ન છે તેને દેવો ભક્ષણ કરે છે જ્યાં સુધી તેનાં પુણ્ય છે ત્યાં સુધી વસીને પુનઃ તેજ માર્ગેથી પાછો આવે છે. એમ કહેલું છે. જેઓની વિષયના અનિત્ય ફલમાં સ્પર્ધા નથી તેઓ ફલની ઇચ્છા વગરજ ઇશ્વર અર્થે કર્મ કરે છે તેથી તેનું ચિત્ત શુદ્ધ થાય છે. એટલે તે જ્ઞાનનો અધિકારી થાય છે. ભગવાન્ પોતેજ શુદ્ધિદ્વારા જ્ઞાન સાધન કહે છે—पुण्येन पापं विनिहत्य॰ એ મંત્ર આગળ કહેવાઇ ગયો છે જે યજ્ઞાદિ કર્મ વડે શુદ્ધ અંતઃકરણવાળા થયા છે ને પરમાત્માને પોતાના આત્મા રૂપે જાણે છે તે બ્રાહ્મણો પૂર્ણાનંદ બ્રહ્મને પામે છે. સ્વર્ગથી બ્રહ્મપદનું વિલક્ષણપણું બતાવે છે. त्रिविष्टपं એટલે આધ્યાત્મિક, આધિ દૈવિકને આધિ ભૌતિક એ ત્રણ પ્રકારના તાપોથી,

અર્થાત્ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી, અગર જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓથી મુક્ત થઈ સ્વસ્વરૂપ પામેલાનું રક્ષણ કરે તે: અગર વિવેકાદિ સાધનો વડે બ્રહ્મસ્વરૂપ થએલા અધિકારીનું રક્ષણ કરે તે.

પુણ્ય કર્મ કરવાથી સ્વર્ગ મળે છે અને પાપ કર્મ કરવાથી નરક મળે છે તે બન્ને લોકો નાશવંત છે. જીવાત્મા પોતાના કર્મ વડે તે તે લોકમાં જાય છે અને પુણ્ય અથવા પાપ ક્ષય થાય ત્યારે પાછો આલોકમાં અવતાર ધારણ કરે છે' પૂર્વ જન્મના સંસ્કારાનુસાર જે જાતિમાં જન્મ્યો હોય તેને અનુસાર કર્મો કરવા માંડે છે અર્થાત્ કર્મનિષ્ઠ પુરૂષ કર્મમાંથી છૂટતો નથી. આવી સ્થિતિ છે છતાં વિદ્વાન્ કર્મ કરીને તેનું અભિમાન રાખતો નથી; તેથી વિવેકી જીવાત્મા પુણ્ય કર્મ કરીને પાપનો નાશ કરે છે પણ અવિવેકી જીવાત્મા સાભિમાન કર્મ કરીને તેનાથી સ્વર્ગ, ધન; ધાન્ય, પશુઓ વગેરેની ઈચ્છા કરે છે, માટે એ સિદ્ધ થાય છે કે અધર્મ નહિ પણ ધર્મ બળવાન્ છે. તેથી ધર્માચરણ કરનારના કાળે કરીને રાગાદિક દોષો દૂર થાય છે. પછી મોક્ષ મળે છે. આમ ચિત્ત શુદ્ધિદ્વારા કર્મ પણ પરંપરાએ મોક્ષમાં કારણ છે.

બળસંપન્ન મલ્લ વગેરેને જેમ હું વધારે બળવાન છું આવી સ્પર્ધા હોય છે, તેમ યમાદિ વ્રતમાં પણ વિશેષ ચડસાચડસી હોય છે. જેમ વિશ્વામિત્રને તપ કરવાનો આગ્રહ હતો તેમ. યોગી એવા બ્રાહ્મણો સગુણ બ્રહ્મના સ્વરૂપને જાણનારા આ દેહમાંથી છૂટા થઇને બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં ગયા પછી તેઓ પૂજ્ય થાય છે ને છેવટ બ્રહ્મની સાથે મુક્તિ પામે છે. જે કર્મદ્વારા બ્રહ્મ લોકમાં જાય છે તેને મુક્તિ મળતી નથી. પરંતુ બ્રહ્મ સ્વરૂપને પામેલા મનુષ્યો તો ફરીને જન્મતા નથી.

હવે બ્રહ્મચર્ય અવસ્થાથીજ સર્વ કર્મનો સંન્યાસ કરીને, વેદાન્ત

ભવણુ કરી પોતાના મહિમામાં-સ્વસ્વરૂપમાં સ્થિત રહેનાર પરમહંસ-પરિવ્રાજકાચાર્ય વિદ્વાનના આચારને કહે છે—

**तस्य मम्यक्सम चारमाहुर्वेदविदो जनाः ।**
**नैनं मन्येत भूयिष्ठं बाह्यमाभ्यान्तरं जनम् ॥ २७ ॥**

અર્થ—વેદને જાણનારા વિદ્વાનો તે વિરક્તના યથાર્થ આચારને કહે છે. એ યોગીને પુત્ર, મિત્ર, કલત્ર વિગેરે આભ્યાન્તર માણુસો અને બહારનાં બીજાં માણુસો બહુ ન માને; તેવી રીતે તે યોગી સર્વથી અગોચર રહે છે.

તેનો નિવાસ કેવા દેશમાં હોય તે કહે છે—

**यत्र मन्येत भूयिष्ठं प्रावृषीव तृणोदकम् ।**
**अन्नपानं च ब्राह्मणस्तज्जीवेन्नानुसंज्वरेत् ॥ २८ ॥**

અર્થ—જે દેશમાં મૃગાદિને પીડા કરવામાં આવતી ન હોય અને વર્ષા ઋતુમાં જેમ તૃણુ-જલ બહુ હોય છે તેમ જેના ઘરમાં સંન્યાસી બ્રહ્મચારીઓને પુષ્કળ અન્ન મળતું હોય તેના ગૃહમાં રહીને અન્નપાનાદિથી પોતાની આ જીવિકા કરવી. સંતપ્ત થવું નહિ. અન્ન પાનાદિ રહિત દેશમાં નિવાસ કરવાથી દેહ યાત્રાની સિદ્ધિ થતી નથી અને એક પ્રકારની ચિન્તા રહે છે તો યોગ સિદ્ધિ થતી નથી, માટે તેવા દેશમાં નિવાસ કરવો નહિ.

તેવા દેશમાં પણુ કેવા મનુષ્યોની સમીપમાં રહેવું તે કહે છે-

**य[illegible]मानस्य प्रयच्छत्यशिवं भयम् ।**
**आतिरिक्तिमिवा[illegible]र्वन्स श्रेयान्नेतरो जनः ॥ २९ ॥**

અર્થ—જે પ્રદેશમાં પોતાનો મહિમા ન કહેવાથી અશુભ ભય આવી પડે છે અને અપમાન પામે છે ( છતાં પોતાનું સામર્થ્ય પ્રકટ કરતો નથી ) તેજ મોક્ષને પામે છે તેજ શ્રેષ્ઠ છે. બીજો મનુષ્ય નહિ.

વિવરણ—જે પુરૂષ બીજા દેશમાં પોતાના મહિમાને ગુપ્ત રાખીને, ગમે તે પહેરીને ગમે તે ખાઇને, ગમે ત્યાં સુઇ રહીને, સમગ્ર લોકને પોતાના આત્મા રૂપે જોતો; જડની પેઠે, મૂઢની માફક, બાલકની જેમ અથવા પિશાચની પેઠે જ્યાં ત્યાં ફરે છે. તેને અશુભ ભય આવી પડે છે. અર્થાત્ બીજા માણુસો તરફથી અપમાનાદિકની પ્રાપ્તિ થાય છે તો પણુ પોતાની વિદ્યાદિનો પ્રકાશ કરતો નથી. અગર કોઈ સ્થિતપ્રજ્ઞના લક્ષણુને જાણુનાર તે સંન્યાસીને બ્રહ્મવિદ્ જાણીને નસ્મકાર વગેરે કરીને ઇશ્વર બુદ્ધિથી પૂજે તોપણુ જે પોતાનો પ્રકાશ બહાર પાડતો નથી તેજ વિદ્વાન મોક્ષને પામે છે. બીજા નહિ. ભગવાન્ મનુ કહે છે કે—संमानाद्ब्राह्मणो विद्वानुद्विजेत विषादिव । अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ અર્થ—વિષ જેવા સંમાનથી બ્રાહ્મણુ ઉદ્વેગ પામે. અને અમૃત જેવા અપમાનની સર્વદા ઇચ્છા રાખે. તેમજ મહર્ષિ પરાશર કહે છે કે—संमाननां परां हानिं योगर्द्धेः कुरुते यतः । जनेनावमतो योगी योगसिद्धिं च विन्दति ॥ અર્થ—યોગસિદ્ધિમાં સંમાન વડે બહુ હાનિ થાય છે. અને મનુષ્યથી અપમાન પામેલો યોગી યોગ સિદ્ધિને મેળવે છે.

કેવા પ્રકારનું અન્ન ખાવું તે કહે છે—

**यो वाकथयमानस्य ह्यात्मानं नानुसंज्वरेत् ।**
**ब्रह्मस्वं नोपहन्याद्वा तदन्नं संमतं सताम् ॥ ३० ॥**

અર્થ—જે પોતાનું માહાત્મ્ય ન કહેનારા ઉપર કોપાયમાન થતો ન હોય અથવા પૂર્ણાનંદ સ્વરૂપમાં સ્થિત રહિ પોતાના આત્માને સંતાપ કરતો ન હોય ને બ્રહ્મસ્વનું ઉપહન કરતો ન હોય તેનું અન્ન સત્પુરૂષોને સંમત છે.

વિવરણુ—જે પુરૂષ મૌન રહી સદા બ્રહ્માનંદમાં નિમગ્ન રહે છે ને પોતાના આત્માને દુઃખી કરતો નથી. અથવા બીજાના ઉત્કર્ષ

જોઇને જે મનમાં બળતો નથી. અથવા બ્રહ્મસ્વનો નાશ કરતો નથી. બ્રહ્મસ્વનો વિચાર કરતાં કહ્યું છે કે—रत्नहेमादिकं नास्य योगिनः स्वं प्रचक्षते । कुशवल्कलचलाद्य ब्रह्मस्वं योगिनो विदुः ॥ અર્થ રત્ન, સોનું વગેરે યોગીઓનું ધન કહેવાતું નથી. પણ કુશ-દર્ભ, વલ્કલ, મૃગચર્મ, પુસ્તક વગેરે યોગીનું ધન કહેવાય છે. બીજી રીતે પણ બ્રહ્મસ્વનું સ્વરૂપ કહેલું છે. यतिश्च ब्रह्मचारीं च पक्वान्नस्वामिनावुभौ ॥ સંન્યાસી અને બ્રહ્મચારી એ બે રાંધેલા અન્નના સ્વામિ છે તેથી તેને પણ બ્રહ્મસ્વ કહેવામાં આવે છે. તેનો જે નાશ કરતો નથી તેવા પુરૂષનું અન્ન સત્પુરૂષે ખાવું જોઇએ.

પુનઃ પણ ત્યાગીના આચારને કહે છે—

**नित्यमज्ञातचर्या म इति मन्येत ब्राह्मणः ।**
**ज्ञातीनां तु वसन्मध्ये नैव विन्देत किंचन ॥ ३१ ॥**

**અર્થ**—જ્ઞાતીની વચ્ચે રહેતાં છતાં, મારી ક્રિયા કોઇ જાણે નહિ એમ બ્રાહ્મણ ઇચ્છે છે.

વિવરણ—મારૂં કર્તવ્ય સદા ગૂઢ રહે એમ બ્રાહ્મણ-યોગી-ચાહે છે પુત્ર, મિત્ર, વગેરે જ્ઞાતિ જનોની વચ્ચે રહે છે છતાં તે કોઇને જાણતો નથી તેમ તેને પણ કોઇ જાણતું નથી તેની ક્રિયાને કોઇ જરાપણ જાણતું નથી. અર્થાત્ સ્વાત્મનિષ્ઠ કેવલ ગૂઢચર્યા યુક્ત રહે શ્રુતિ કહે છે કે—कुटुम्बं पुत्रदारांश्च वेदाङ्गानि च सर्वशः । यज्ञं यज्ञोपवीतं च त्यक्त्वा गूढश्चरेन्मुनिः ॥ કુટુંબને, પુત્રને, સ્ત્રીને, સર્વ વેદ અને વેદનાં અંગોને, યજ્ઞને અને જનોઇને છોડી દઇને મુનિએ ગુપ્ત ફરવું. વળી ભગવાન્ વસિષ્ઠ કહે છે કે—यन्न सन्तं न चासन्तं नाश्रुतं न बहुश्रुतम् । न सुवृत्तं न दुर्वृत्तं वेद कश्चित्स ब्राह्मणः ॥ અર્થ—જેને સંત ન કહી શકાય, જે અસંત છે એમ પણ ન સમજી શકાય, જેણે સાંભળ્યું નથી એમ પણ નહિ. તેમ તે બહુ શ્રુત છે એમ પણ ન કહી શકાય

જેનાં સારાં આચરણ પણ ન સમજાય તેમ નઠારાં આચરણ પણ ન સમજાય તેને બ્રાહ્મણ કહે છે. તેમજ પરાશર કહે છે કે. जानन्नपि च मेधावी जडवल्लोकमाचरेत् ॥ બુદ્ધિમાન્ જાણતો છતો લોકમાં જડના જેવાં આચરણ રાખે. આવા પ્રકારની જ્ઞાનનિષ્ઠાથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. બીજી રીતે વિક્ષેપ વધારે રહે છે તેથી તે મોક્ષમાં વિઘ્ન કરનાર થાય છે. અથવા નિત્ય અજ્ઞાત એવો જે હું તથા જેની અજ્ઞાતચર્યા છે. ચક્ષુ–આંખ વગેરેનો જે વિષય નથી. વાણીથી જે અગોચર છે. ઉદિત અસ્ત રહિત જ્ઞાનમાં જે સ્થિત છે. અશન–ખાવું–વગેરે જેને સ્પર્શ કરતાં નથી. સર્વના અંતરમાં જે રહેનાર છે. જે પૂર્ણાનંદ સ્વરૂપ છે એવા બ્રહ્મમાં મારી નિષ્ઠા એ મારૂં કર્તવ્ય છે. દષ્ટિગોચર થનાર બહિર્ભૂત દેહ, ઇન્દ્રિયો, પુત્ર, મિત્ર, કલત્ર, વગેરેમાં તથા હું સ્થૂલ છું, હું દુર્બળ છું, જાઉં છું, ઊભો રહું છું, કુલીન છું, કાણો છું, મૂગો છું, બહેરો છું, અમુકનો પુત્ર છું, અમુકનો પૌત્ર છું, બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું, મારે સ્ત્રી છે, મારે પુત્ર છે, મારે વૈભવ છે, મારા પ્રિય બંધુઓ અને હિતેચ્છુઓ છે. એવી મમતા કરવી એ મારૂં કર્તવ્ય નથી. આવા જે વિચાર કરે છે તે બ્રાહ્મણ બ્રહ્મને જાણે છે. શ્રુતિ પણ કહે છે કે—यच्चक्षुषा न पश्यति येन चक्षुंषि पश्यति तदेव ब्रह्म इति । જે આંખો વડે જોવાતો નથી પણ જેની શક્તિવડે આંખો જુએ છે તેજ બ્રહ્મ. તેથી જે મન વાણીનો વિષય નથી એવા અજ્ઞાત બ્રહ્મમાંજ નિષ્ઠા કરવી. જ્ઞાતિ શબ્દનો અર્થ કરતાં જણાવે છે કે—क्रोधमानादयो दोषा विषयाश्चेन्द्रियाणि च । एत एव समाख्याता ज्ञातयो देहिनस्तव ॥ ક્રોધ, માન વગેરે દોષો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ વિષયો અને ઇન્દ્રિયો એ દેહી એવો જે તું તેની જ્ઞાતિઓ છે. તેમાં રહેતા છતાં જે જુએ છે, સાંભળે છે, સ્પર્શ કરે છે, સુંઘે છે, ચાલે છે, ખાય છે, વિચાર કરે છે. છતાં આત્માને પ્રમાતાદિ રૂપે જે જાણતો નથી. કારણ જે આત્મા સર્વનો સાક્ષી છે. એમ સમજે છે. સ્થૂલ, સૂક્ષ્મ દેહ દ્વયના ધર્મને જે ગ્રહણ કરતો નથી તે આત્મા.

શાથી તે ગૃહણુ કરતો નથી તે કહે છે--

**को ह्येवमन्तरात्मानं ब्राह्मणो मन्तुमर्हति ।**
**निर्लिङ्गमचलं शुद्धं सर्वद्वन्द्वविवर्जितम् ॥ ३२ ॥**

અર્થ—લિંગરહિત, અચલ, શુદ્ધ, સર્વ દ્વન્દ્વથી દૂર એવા અન્તરાત્માને કયો બ્રાહ્મણ જાણવાને સમર્થ છે?

વિવરણ—નિર્લિંગ એટલે સ્થૂલ અને સૂક્ષ્મ ઉભયથી રહિત. જેમાં ક્રિયા કે કર્તાપણું નથી તે અચલ, અવિદ્યા દોષ વિનાનું તે શુદ્ધ, ખાવું ને પીવું, શોક ને મોહ, જરા ને મૃત્યુ, શીત ને ઉષ્ણ, સુખ ને દુઃખ, વગેરે દ્વન્દ્વોથી રહિત; પ્રમાતા વગેરેનો સાક્ષી તેને; દેહ દ્વયના ધર્મના અભિમાન પૂર્વક રહેનાર હું સ્થૂલ છું, હું કૃશ છું, જાઉં છું, જોઉં છું, મૂકો, બહેરો, કાણો, સુખી, દુઃખી એમ માનનાર બ્રાહ્મણ છતાં આત્માને શી રીતે જાણે? એવા અભિમાનથી તો ઉલટું બ્રાહ્મણત્વ નાશ પામે. માટે સ્પષ્ટ કહેવામાં આવે છે કે–જે સત્યથી પડતો નથી–ડગતો નથી–તેને બ્રાહ્મણ જાણવો.

જે આ પ્રમાણે માને છે તે પાપી છે—

**योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।**
**किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥ ३२ ॥**

અર્થ—જે દેહાદિ રહિત જ્ઞાન સ્વરૂપ આત્માને દેહવાન્ માને છે તે આત્મ હરણ કરનાર ચોરે કયું પાપ નથી કર્યું? સર્વ પાપ તેણે કર્યાં.

વિવરણ—જે; આત્મા જૂદા પ્રકારનો છે અર્થાત્ જ્ઞાન રૂપ છે. નિર્લિંગ, અચલ, શુદ્ધ, સર્વ દ્વન્દ્વ વર્જિત, સચ્ચિદાનંદ, અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપ છે તેને બીજા પ્રકારનો, બે શરીરોના ધર્મ વડે કર્તા, ભોક્તા, સુખી, દુઃખી, જાડો, દુબળો, અમુકનો છોકરો, અમુકના છોક–

રાનો છોકરો, બ્રાહ્મણુ, ક્ષત્રિય, એમ માને છે તે અનાત્મ જાણુનાર આત્મચોરે કયું પાપ નથી કર્યું ? જવાબ એ છે કે તેણે સર્વ પ્રકારનાં પાપ કરેલાં છે જ. શ્રુતિ કહે છે કે—असुर्या नाम ते लोका अन्धेन तमसा वृताः । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ અર્થ—અજ્ઞાન રૂપ અંધકારથી ઢંકાએલા અસુર નામના પ્રસિદ્ધ લોકમાં જે આત્માને હણુનાર છે, તે મૃત્યુ પછી જાય છે. તેમજ કહ્યું છે કે—ब्राह्मण्यं प्राप्य लोकेऽस्मिन्न मूको बधिरो भवेत् । नापक्रामति संसारात्स खलु ब्रह्मघातकः ॥ આ લોકમાં બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ કરીને મૂગાને બહેરા થવું. જે સંસારથી પાછો હઠતો નથી તે બ્રહ્મઘાતક છે. માટે દેહ ઇન્દ્રિયો ને વિષયોમાં આત્મ ભાવના છોડીને વાણી આદિથી અગોચર અજ્ઞ પરમાત્મામાં નિષ્ઠા કરવી.

દેહ, ઇન્દ્રિયો અને તેના ધર્મને અન્યથા જાણુનારનું શું થાય છે તે કહે છે—

**अश्रान्तः स्यादनादाता संमतो निरुपद्रवः ।**
**शिष्टो न शिष्टवत्स स्यादब्राह्मणो ब्रह्मवित्कविः ॥३४॥**

અર્થ—જે અનાદાતા છે તે અશ્રાન્ત—પરિશ્રમ વિનાનો, ઉપદ્રવ રહિત, શિષ્ટસંમત, તે શિષ્ટ જેવો નહિ, અર્થાત્ ગુપ્ત આચારવાળો, બ્રહ્મવિત્ કવિ બ્રાહ્મણુ થાય છે.

વિવરણુ—જે અનાદાતા અર્થાત્ અનાત્મ ભૂત દેહ ઇન્દ્રિયો અને તેના ધર્મ તેને આત્મ રૂપે માનતો નથી, તે સંસારના પરિશ્રમ યુકત થતો નથી. કારણુ કે અશનાદિ દેહ ધર્મ છે શ્રુતિ કહે છે કે—अशनायापिपासे प्राणस्य शोकमोहौ मनसो जरामरणे शरीरस्य ॥ ખાવું પીવું એ પ્રાણુના ધર્મ છે, શોક મોહ મનના ધર્મ અને વૃદ્ધાવસ્થાને મરણુ એ શરીરના ધર્મ છે. સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે દેહનો અધ્યાસ કરવાથીજ તેના ધર્મનો અધ્યાસ થાય છે. તે ન હોવાથી માનવ

નિરૂપદ્રવ થાય છે. ક્રોધ, હર્ષ, લોભ, મોહ વગેરે અન્તરાયો એ ઉપદ્રવ છે. તેનાથી રહિત એ નિરૂપદ્રવ વિદ્વાનો આવા લક્ષણવાળાને શિષ્ટ કહે છે. તે શિષ્ટ છતાં અશિષ્ટની પેઠે વર્તે છે. અર્થાત્ બ્રહ્મને જાણનાર જડ જેવો રહે છે.

કહેવાની મતલબ એ છે કે—જે પુરૂષ સંગ્રહ કરવાથી દૂર રહે છે. કોઈ પણ જાતની વસ્તુઓનો પરિગ્રહ કરતો નથી. તે પુરૂષ શ્રમ વિનાનો હોય છે શિષ્ટો પણ તેને માન આપે છે. તે સર્વ પ્રકારના ઉપદ્રવથી રહિત હોય છે પોતે શિષ્ટ છતાં સામાન્ય પુરૂષના જેવો સંસારમાં વ્યવહાર કરે છે. ને જે આત્મા તથા અનાત્માના સ્વરૂપને યથાર્થ જાણે છે. તેને બ્રહ્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે.

હવે જે અગૂઢ આચારવાળા છે તેની નિંદા કરે છે—

**ये यथा वान्तमश्नन्ति वाला नित्यमभूतये ।**
**एवं ते वान्तमश्नन्ति स्ववीर्यस्योप भोजनात् ॥ ३५ ॥**

**અર્થ**—( मूढो बाल इति प्रोक्त श्वा च बाल इति स्मृतः । મૂઢ અને કૂતરાને બાલ કહેવામાં આવે છે ) જેમ મૂઢ અથવા કૂતરાઓ વાન્તિ કરીને ( ઓકીને ) ખાય છે તેમ જે બ્રહ્મવિદ્ પોતાની વિભૂતિ-પરાક્રમ બતાવીને. પોતાનું માહાત્મ્ય દેખાડીને ખાય છે તે પણ મૂઢની પેઠે અનર્થ કારક છે. તેથી જ્ઞાનીએ ગૂઢ રહેવું. બહારનો વ્યવહાર સામાન્ય મનુષ્યોના જેવો રાખવો.

હવે યોગિની પ્રશંસા કરે છે—

**अनाढया मानुषे वित्ते आढया वेदेषु ये द्विजाः ।**
**तेदुर्धर्षा दुष्प्रकम्प्या विद्यात्तान्ब्रह्मणस्तनुम ॥ ३६ ॥**

**અર્થ**—સ્ત્રી, પુત્ર, ધન આદિ મનુષ્ય વિત્તમાં જે અનાઢ્ય-અસક્ત-છે જે દ્વિજો વેદ પ્રતિપાદિત અહિંસા, અસ્તેય, સત્ય, અપ-

રિગ્રહ, બ્રહ્મચર્ય આદિ સમાધિ સાધનમાં આઢ્ય છે. તે દુરાધર્ષ–દુઃખથી નિવારી શકાય તેવા અને દુષ્પ્રકમ્પ્ય હોય છે તેને પરબ્રહ્મરૂપ જાણવો.

બ્રહ્મવિત્‌નો આ મહિમા—

**सर्वान्स्विष्टकृतो देवान्विद्याद्य इह कश्चन ।**
**न समानो ब्राह्मणस्य यस्मिन्प्रयतते स्वयम् ॥ २७ ॥**

અર્થ—જે કોઇ આ જગતમાં સર્વ સ્વિષ્ટ કૃત વતાઓને જાણે છે તે બ્રહ્મનિષ્ઠની સમાન નથી કારણ તેને પોતાને ઇષ્ટ વસ્તુને માટે યત્ન કરવો પડે છે.

વિવરણ—सुष्ठु इष्टं कुवर्न्तीतिस्विष्टकृतः જે સારી રીતે પ્રિય વસ્તુ આપે અથવા પ્રિય કરે તે સ્વિષ્ટ કૃત–વેદમાં દેવતાઓને સ્વિષ્ટ કૃત કહેલા છે, તે સર્વ દેવોમાંથી પ્રત્યેકને ઉદ્દેશીને જે આહુતિયો આપવામાં આવે છે તેની જેને ખબર છે. ટુંકામાં યજ્ઞ યાગથી પ્રસન્ન થએલા દેવતાઓ યજમાનને દિવ્ય સ્ત્રીઓ, અન્ન, પાનો વિગેરે ઇષ્ટ વસ્તુઓ આપે છે. અશ્વમેધ સુધી યજ્ઞ કરનારો યજમાન સર્વ દેવોનાં દર્શન કરે છે છતાં તે બ્રાહ્મણ–જ્ઞાની–સમાન નથી. કારણ કે તેને દેવતાઓના ઉદ્દેશથી હવિશનો ત્યાગ કરવો પડે છે અને ફલને માટે યત્ન પણ કરવો પડે છે. જેમકે इदमग्नये इदमिन्द्राय । જ્યારે આવો પુરૂષ પણ જ્ઞાની સમાન નથી તો પછી દેવપશુ યજમાનની તો વાતજ શી કરવી ? એ વાત મોક્ષધર્મમાં કહી છે તેમ ભગવાન્ મનુ પણ કહે છે ब्रह्मविद्भ्यः परं भूतं न किंचिदिह विद्यते ॥ આ સંસારમાં બ્રહ્મ જ્ઞાનીથી શ્રેષ્ઠ કાંઈ નથી.

પુનઃ પણ તેના આચારને કહે છે—

**यमप्रयतमानं तु मानयन्ति स मानितः ।**
**न मानमानो मन्येत नावमाने विसंज्वरेत् ॥ २८ ॥**

અર્થ—જે અપ્રયતમાનને માન આપે છે. છતાં તે પોતાને માન મળ્યું. એમ માનતો નથી ને અપમાન થવાથી તપતો નથી.

વિવરણ—બ્રહ્મસ્વરૂપને જાણુવાવાળો પુરૂષ સર્વ પ્રકારના યત્નો નો ઉપસંહાર કરીને પોતાના મહિમામાં સ્થિર રહે છે. જેણે બ્રહ્મચર્ય અવસ્થાથીજ સંન્યાસ લીધો છે એવા ગૂઢ આચાર વાળા વિદ્વાનને કોઇ શ્રેષ્ઠ માનીને પૂજે તો, એ રીતે પૂજાએલો વિદ્વાન મને માન મળ્યું છે એવું માનતો નથી. તેમજ સ્થિત પ્રજ્ઞના લક્ષણુને નહિ જાણુ-નારા લોકો તેને જડ સમજીને તેનું અપમાન કરેતો તેથી જે પોતાના મનમાં બળતો નથી એ યથાર્થ જ્ઞાની છે.

ત્યારે માન અપમાનથી શું માનવું તે બે શ્લોકથી કહે છે—

**लोकस्वभाववृत्तिर्हि निमेषोन्मेषवत्सदा ।**
**विद्वांसो मानयन्तीह इति मन्येत मानितः ॥ ३९ ॥**
**अधर्मविदुषो मूढा लोकशास्त्रविवर्जिताः**
**न मान्यं मानयिष्यन्ति इति मन्येदमानितः ॥ ४० ॥**

અર્થ—આ સંસારમાં લોકોનો સ્વભાવ નિમેષોન્મેષ—આંખના મટકાં જેવો છે. એટલે તેઓ તે પ્રમાણે ચાલે છે તેથી માન પામેલો પુરૂષ પોતાના મનમાં એ વિચાર કરે છે કે વિદ્વાન્ પુરૂષો બીજાને માન આપે છે કેમકે તેનો એવો સ્વભાવ છે. જે પુરૂષ અધર્મી અને વિવેકહીન લોક શાસ્ત્રથી બહાર રહેનારા પુરૂષો છે. તે બીજાને માન આપતા નથી એમ અપમાન પામેલો જ્ઞાની સમજે છે કેમકે બીજાને માન ન આપવું એ અજ્ઞાનીનો સ્વભાવ છે.

હવે માન અને મૌન ભિન્ન છે તે બાબત કહે છે—

**न वै मानं च मौनं च सहितौ वसतः सदा ।**
**अयं मानस्य विषयो ह्यसौ मौनस्य तद्विदुः ॥ ४१ ॥**

અર્થ—માન અને મૌન એ બે વસ્તુઓ એકત્ર વાસ કરી શકતી નથી કારણ કે આ લોક માનનો વિષય છે અને પરલોક મૌનનો વિષય છે. એમ તત્ત્વવેત્તાઓ કહે છે.

વિવરણ—માન એટલે અભિમાન અને મૌન એટલે યોગીઓનો ધર્મ. એ બન્ને એક ઠેકાણે કદિ પણ રહી શકતા નથી. કારણ કે પ્રત્યક્ષાદિ ગોચર આ લોક એ માનનો વિષય છે. અને પરલોક મૌનનો વિષય છે. તે પરલોક એટલે શું? તો કહે છે કે તત્ બ્રહ્મ ભગવાન પણ કહે છે કે—ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ॥ ॐ, तत् અને सत् એવાં બ્રહ્મનાં ત્રણ નામ વેદાન્તમા કહેલાં છે. તેથી તત્ શબ્દ વાચ્ય બ્રહ્મ એ મૌનનો વિષય છે માનથી સંસારની પ્રાપ્તિ થાય છે અને મૌનથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. હૈરણ્યગર્ભમાં કહ્યું છે કે—अन्नाङ्गनादिभोगेषु भावो मान इति स्मृतः । ब्रह्मानन्द सुखप्राप्तिहेतुर्मौनमिति स्मृतः ॥ અર્થ—અન્ન, સ્ત્રી આદિના ભોગમાં માનનો ભાવ થાય છે અને બ્રહ્માનંદના સુખની પ્રાપ્તિમાં મૌન કારણ કહેલું છે.

હવે માનમાં રહેવા ઇચ્છનારને મોક્ષ મળતા નથી તે કહે છે—

**श्रीर्हि मानार्थसंवासात्सा चापि परिपन्थिनी ।**
**ब्राह्मी सुदुर्लभा श्रीर्हि प्रज्ञाहीनेन क्षत्रिय ॥ ४२ ॥**

અર્થ—હે ક્ષત્રિય! લક્ષ્મીના સંવાસથી સુખ થાય છે. માન પણ મળે છે. પરંતુ તે લક્ષ્મી પરલોકનો નાશ કરનારી છે અને બ્રાહ્મી લક્ષ્મી અજ્ઞાનીને મળવી કઠિણ છે.

વિવરણ—સનત્સુજાત કહે છે હે ક્ષત્રિય, માન ગોચર પ્રપંચમાં વારંવાર પરિવર્તન પામનાર સ્વર્ગ' પશુ, અન્ન, આદિ કર્મના અનુષ્ઠાનથી મળે છે તે વિષયો મનુષ્યને અભિમાનથી અંધ બનાવે છે અર્થાત્ લૌકિક લક્ષ્મી જન્મ મરણમાં કારણ રૂપ હોવાથી તે પરલોકનો પ્રતિ–

બંધ કરનાર છે. બાબત મોક્ષ ધર્મમાં કહે છે—निबन्धिनी रज्जुषारे या ग्रामे वसतो रतिः । छित्त्वैनां सुकृतो यान्ति नैनांछिदन्ति दुष्कृतः ॥ અર્થ—મનુષ્યની ઇન્દ્રિયોના સમૂહમાં જે પ્રીતિ તેજ બંધન કરનારી દોરડી છે જે એ બંધનને તોડી નાખે છે અર્થાત્ વિષયાસક્તિનો ત્યાગ કરે છે તેને પુણ્ય થાય છે. અને જે તેને તોડી શકતા નથી વિષય તે વાસનાથી બંધાય છે તેને પાપ લાગે છે, આ પ્રમાણે જે લક્ષ્મીથી—સંસારના વિષયોથી દબાઇને—તેને વશ થઇને અવિવેકથી વિષયમાં પ્રવૃત્તિ કરે છે. તેવા બુદ્ધિ વિનાનાને-વિદ્યારહિતને બ્રહ્મવિદ્યા રૂપ વિદ્યા-લક્ષ્મી-પ્રાપ્ત થવી કઠિણતમ છે. તેમજ હૈરણ્યગર્ભમાં પણ કહે છે કે—यानित्या चिद्घनानन्दा गुणरूपविवर्जिता । आनन्दाख्या परा शुद्धा ब्राह्मी श्रीरिति कथ्यते ॥ અર્થ—જે નિત્ય છે ચિદ્ઘનાનંદ રૂપ છે અને ગુણ તથા રૂપથી રહિત છે. ને જે શુદ્ધ, પર એવી આનંદ નામની બ્રાહ્મી લક્ષ્મી છે તે દુર્લભ છે. સાંભળ્યા છતાં પણ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતી નથી. શ્રુતિ કહે છે કે--श्रवणायापि बहुभिर्यो न लभ्यः ॥ બહુ સાંભળવા વડે પણ તે મળતી નથી.

હવે બ્રહ્મલક્ષ્મી પ્રવેશનાં દ્વાર બતાવે છે—

**द्वाराणि सम्यक्प्रवदन्ति सन्तो**
**बहुप्रकाराणि दुराचराणि ।**
**सत्यार्जवे ह्रीर्दमशौचविद्याः**
**षण्मानमोहप्रतिबन्धकानि ॥ ४३ ॥**

અર્થ—બ્રહ્મ લક્ષ્મીમાં પ્રવેશ કરવાનાં દ્વારોને સંતો સારી રીતે કહે છે. પણ તે દ્વારોનું-સાધનોનું સંરક્ષણ કરવું એ કઠિણ છે. તેમાં સત્ય, સરલતા, લજ્જા, ઇન્દ્રિય નિગ્રહ, પવિત્રતા અને વિદ્યા એ છ માન અને મોહને અટકાવનારાં છે.

વિવરણ—બ્રાહ્મી લક્ષ્મીનું સ્વરૂપ સમજાવતાં શ્રુતિ કહે છે કે: ऋचः सामानि यजुंषि साहि श्रीरमृता सताम् । ઋક્, સામ અને યજુષ એ સત્પુરૂષોની અમર લક્ષ્મી છે. તેમાં પ્રવેશ કરવાનાં જે દ્વારો છે: તેમાં પેઠવું કઠિણ છે અર્થાત્ તેનાં સાધનોનું સંરક્ષણ કરવું જોઇએ તે સાધનો આ પ્રમાણે છે–સત્ય એટલે યથાર્થ ભાષણ અને ભૂત માત્રનું હિત. આર્જવ એટલે સરલતા. મન, વાણી અને ક્રિયાની એકતા. લજ્જા એટલે લોકોના અપવાદનો ભય. દમ એટલે અંતઃકરણની ઉપરામતા. કોઇ ઇન્દ્રિયના નિગ્રહને પણ દમ કહે છે. શૌચ–પવિત્રતા. બે પ્રકારની, જળ માટીથી બહારની ને સમતાથી આંતરની પવિત્રતા વિદ્યા એટલે બ્રહ્મ વિદ્યા. એ છ માન અને મોહને પ્રતિબંધ કરનાર છે.

**इति श्री सनत्सुजातीयभाष्ये यतिमुकुन्दाश्रमेणानुवादितो गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥**

ॐ

तत्सत्परमात्मने नमः

# [illegible]तीयोऽध्यायः ॥

धृतराष्ट्र उवाच–धृतराष्ट्र–બોલ્યો–કહે છે.

**कस्यैष मौनः कतरन्नु मौनं**
**प्रब्रूहि विद्वन्निह मौन भावम् ।**
**मौनेन विद्वानुपयाति मौनं**
**कथं मुने मौनमिहाचरन्ति ॥**

અર્થ—હે વિદ્વન્ સનત્સુજાત! તમે મૌન કહ્યું તે કેવું? કારણ મૌન બે પ્રકારનાં છે તેમાંથી એક મને કહો. અત્રે વિદ્વાન્ મૌનવડે મૌનના ભાવને પામે છે કે બ્રહ્મના ભાવને પામે છે. હે મુનિ! અહિં મૌન કેવી રીતે આચરે છે તે મને કહો.

વિવરણ—ગત અધ્યાયમાં છેલ્લે મૌન. બ્રાહ્મીલક્ષ્મી અને સત્યાદિ છ વસ્તુઓ મોહાત્મક મૃત્યુનાં વિરોધી છે. તેના વિસ્તારરૂપે આ બીજા અધ્યાયનો આરંભ છે. ત્યાગ પૂર્વક જે મુનિનો ધર્મ તે મૌનધર્મ ગણાય છે. તે મૌનનું શું પ્રયોજન છે? એ પ્રથમ પ્રશ્ન છે. મૌન શબ્દનો લોકપ્રસિદ્ધ અર્થ એવો છે કે વાણીને નિયમમાં રાખવી. અથવાતો નિદિધ્યાસનને મૌન જાણવું? આ બીજો પ્રશ્ન છે. તેનું લક્ષણ શું? એ ત્રીજો પ્રશ્ન છે. એ માનધર્મ વડે વિદ્વાન્–વિવેકી પુરૂષ વિકલ્પ રહિત જે પદ છે તેને પ્રાપ્ત થાય છે કે કેમ? એ ચોથો પ્રશ્ન છે. અને મૌનધર્મનું આચરણ કેવી રીતે કરવું? એ પાંચમો પ્રશ્ન છે. એ પ્રમાણે પૂછવાથી ભગવાન્ કહે છે—

सनत्सुजात उवाच—સનત્સુજાત બોલ્યા—કહે છે.

यतो न वेदा मनसा सहैन-
मनुप्रविश्यन्ति ततोऽथ मौनम् ।
यत्रोत्थितो वेदशब्दस्तथायं
स तन्मयत्वेन विभाति राजन् ॥ २ ॥

અર્થ- જેથી મન સહિત વેદો જેમાં પ્રવેશ કરી શકતા નથી તેથી પરમાત્માને મૌન કહેવામાં આવે છે. હે રાજા! જે પરમાત્મામાંથી વેદ શબ્દ ઉત્પન્ન થયેલ છે. તે આ પરમાત્મા. તેજ તન્મય રૂપે પ્રકાશી રહેલ છે.

વિવરણ—શરીરમાં રહેલા પરમાત્માને મન તથા વેદો જાણી શકતા નથી. શ્રુતિ કહે છે કે—यतो वाचो निवर्तन्ते, अप्राप्य मनसा सह । મન સાથે વાણી પરમાત્માને પહોંચ્યા વિના પાછી ફરે છે. તેથી વાણીથી અગોચર પરમાત્મા એજ મૌન. વાણી તથા મનથી ન જણાય એવા પદની પ્રાપ્તિ એજ મૌનનું પ્રયોજન છે. વાણી અને મનનો નિગ્રહ એ મૌનનું સ્વરૂપ સમજવું. તેથી બાહ્ય ને આંતર પ્રપંચનું ભાન જતું રહે છે તેથી પરમપદ—મૌન—ની પ્રાપ્તિ થાય છે. જ્યારે આમ છે ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ પરમાત્માનું લક્ષણ શું? તેનો જવાબ આપે છે કે—જેના નિમિત્તથી વેદ શબ્દ ઉત્પન્ન થાય છે. અર્થાત્ વેદાદિ શાસ્ત્રનું જે કારણ છે તે બ્રહ્મ. અથવા જે સંવેદનમાં—સ્ફુરણમાં વાચકપણાથી વેદાદિ શબ્દ ઉત્પન્ન થાય છે તે. અર્થાત વેદ શબ્દ પ્રતિપાદિત સંવિદરૂપ પરમાત્મા. અથવા વાણીથી અગોચર પરમાત્મા.

અગર એમ પણ અર્થ કરી શકાય કે—જેમ ક્ષેત્રમાં અંકુરો ઉત્પન્ન થાય છે ને સમુદ્રોમાં તરંગો ઉત્પન્ન થાય છે તેમ અધિષ્ઠાનરૂપ

બ્રહ્મ વિષે વેદાત્મક શબ્દ સમુહ ઉત્પન્ન થએલો છે. માટે ભૂમા-બ્રહ્મ-વૈદિક અને લૌકિક શબ્દરૂપે વિશ્વમાં પ્રકાશી રહેલ છે. સામાન્ય રીતે વેદ એટલે પ્રણુવ-ૐ. તેની ઇશ્વરમાંથી કવી રીતે ઉત્પત્તિ થઇ તેના સમ્બન્ધમાં ઐહતૃચ બ્રાહ્મણુમાં લખ્યું છે કે भूरित्येव ऋग्वेदादजायत भुवइति यजुर्वेदात्स्वरिंति सामवेदात्तानि शुक्राण्यभ्यतपत् तेभ्योभितप्तेभ्यस्त्रयो वर्णा अजायंताकार उकारो मकार इतिं तानेकधा समभरत्तदेतदोमिति ॥ ઋગ્વેદથી भूर्, યજુર્વેદથી भुवर्, સામવેદથી स्वर् એમ ત્રણ વ્યાહૃતિઓ ઉત્પન્ન થઇ છે. તે ત્રણે શુદ્ધ વ્યાહૃતિઓને પરમાત્માએ તપાવી. તે ત્રણે વ્યાહૃતિઓ ચોતરફથી તપ્ત થઈ એટલે તેમાંથી અકાર, ઉકાર, અને મકાર એમ ત્રણુ વર્ણ ઉત્પન્ન થયા. એ ત્રણે વર્ણો એકઠા મળીને ૐકાર થયો. તે પ્રણુવનું સર્વાત્મપણું દર્શાવતી શ્રુતિ કહે છે કે ॐमित्येतदक्षरमिदं सर्वम् । ૐ એ અક્ષર સર્વ વિશ્વરૂપ છે.

ૐકારની તન્માત્રાઓ અકાર, ઉકાર, ને મકાર એ અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણુ પ્રપંચની વાચક છે. વાચ્ય અને વાચક અભેદ હોવાથી ગુરૂએ કહેલી યુક્તિ પ્રમાણે પૂર્વ પૂર્વ અક્ષરનો ઉત્તર ઉત્તર અક્ષરમાં લય કરવાથી લવણોદક ન્યાય પ્રમાણે સ્થૂલ જગતનો સૂક્ષ્મ જગતમાં લય થાય છે. સૂક્ષ્મ જગતનો કારણુ જગતમાં લય થાય છે. અને કારણુ જગતનો તુરીય નામથી ઓળખાતી અર્ધમાત્રામાં લય થાય છે. શ્રુતિ કહે છે કે शिवमद्वैतं चतुर्थं मन्यन्ते । અદ્વૈત એવા પરમાત્માને તુરીય માનવામાં આવે છે. એ પ્રણવ નામથી પરમાત્માનું જ્ઞાન થાય છે. તેજ પરમાત્મા જ્યોતિમય અમને ભાસે છે. સનત્સુજાત કહે છે કે હે રાજા એ અમારા અનુભવની વાત છે. તેમાં કોઇ રીતે તમારે અવિશ્વાસ કરવો નહિ. અથવા શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ. પુરાણુ વિગેરેમાં જ્યોતિ રૂપે પરમાત્મા પ્રતીત થાય છે. તથા શ્રુતિ કહે છે કે—तं देवा ज्योतिषां ज्योतिः । તેને-બ્રહ્મને દેવો જ્યોતિયોની પણુ જ્યોતિ કહે છે. વળી अन्तः शरीरे ज्योतिर्मयोसि

शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ જેના પાપ ક્ષીણ થઇ ગયા છે એવા યતિયો જેને બુદ્ધિમાં શુભ્ર જ્યોતિ રૂપે જુએ છે. તેમજ ભગવાન્ કહે છે ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥ તે જ્યોતિઓની પણ જ્યોતિ ને તમથી પર છે.

હવે વેદ સ્વભાવના પરિજ્ઞાન માટે ધૃતરાષ્ટ્ર પૂછે છે—

## धृतराष्ट्र उवाच-ધતરાષ્ટ્ર પૂછેછે.

**ऋचो यजूंष्यधीते यः सामवेदं च यो द्विजः ।**
**पापानि कुर्वन्पापेन लिप्यते न स लिप्यते ॥ ३ ॥**

અર્થ—જે દ્વિજ પાપ કરતો છતો ઋક્, યજુ અને સામ વેદ ભણે છે તે પાપથી લિપ્ત થાય છે કે નથી થતો ?

વિવરણ—જો વેદ અથવા પ્રણવ દ્વારા, વાણી અને મનથી અતીત એવા પરબ્રહ્મનું જ્ઞાન થતું હોય તો, ને તે જ્ઞાનથી શ્રુતિ કહે છે તેમ—यथैषीकातुलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदुयन्ते ॥ જેમ સળીનો વચલો ગર્ભ અગ્નિમાં નાખીએ તો તે તુર્ત બળી જાય છે તેમ વેદ જ્ઞાતાનાં પણ સર્વ પાપો નાશ પામે છે. માટે વેદ અધ્યયન કરનાર પુરૂષને પણ બ્રહ્મની પ્રાપ્તિ અને પાપનો ક્ષય એ બન્ને વસ્તુનો લાભ થાય છે. એમ ખરૂં કે નહિ ?

## सनत्सुजात उवाच-સનત્સુજાત બોલ્યા-કહે છે.

**नैनं सामान्यृचो वापि यजुंषि च विचक्षण ।**
**त्रायन्ते कर्मणः पापान्न ते मिथ्या ब्रवीम्यहम् ॥ ४ ॥**

અર્થ—હે વિચક્ષણ ! સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદ, પાપ કરનારા પુરૂષનું પાપમાંથી રક્ષણ કરતા નથી. એ વાત હું તમને મિથ્યા કહેતો નથી. એમજ એ છે. માટે તમારે અવિશ્વાસ કરવો નહિ.

ત્યારે વેદો શું કરે છે તે કહે છે—

न च्छन्दांसि वृजिनात्तारयन्ति
मायाविनं मायया वर्तमानम् ।
नीडं शकुन्ता इव जातपक्षा–
श्छन्दांस्येनं प्रजहन्त्यन्तकाले ॥ ५ ॥

અર્થ—વેદો માયાવિને, માયાવડે વર્તનારને, પાપમાંથી તારતા નથી. પણ જેમ પાંખો આવતાં પક્ષીઓ માળાનો ત્યાગ કરી જાય છે તેમજ સર્વ વેદો પણ અંતરાળે માયાવિનો ત્યાગ કરી જાય છે.

વિવરણ—વેદમાં કહેલું છે કે, यां यां देवतां निराह तस्यास्तस्यास्तद्भाव्यमनुभवति । જીવ જે જે દેવતાનું–અથવા તેના મંત્રોનું સ્મરણ કરે છે તે તે દેવતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તેમજ यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् । तं तमेवैति कौन्तेय सदातद्भावभावितः ॥ હે કુન્તાના પુત્ર ! કેવળ મારૂં સ્મરણ કરતાં મને પામે છે એવો નિયમ નથી. પરંતુ મનુષ્ય મરણ વખતે જેજે પદાર્થને સંભારતાં શરીરનો ત્યાગ કરે છે, તે તે પથાર્થનેજ પામે છે. કારણ કે તે પદાર્થનો મનમાં નિત્ય વિચાર કરવાથી તે વસ્તુની તેના મનમાં વાસના લાગી રહેલી હોય છે. તેથી જે દેવતાના મંત્રનું સ્મરણ કરવામાં આવે છે તે રૂપે થવાય છે. વાણી અને મૌનના નિગ્રહની શી જરૂર છે. કોઇ આવો વિકલ્પ કરે તો તેનું સમાધાન એ છે કે મૌનવ્રત ધારણ કર્યું ન હોયતો અન્તકાળે જીવને વેદો સ્ફુરેજ નહિ.

ત્યારે–धृतराष्ट्र उवाच–ધૃતરાષ્ટ્ર પૂછે છે–

नचेद्वेदा वेदविदं शक्ता त्रातुं विचक्षण ।
अथ कस्मात्प्रलापोऽयं ब्राह्मणानां सनातनः ॥ ६ ॥

અર્થ—જો વેદો વેદવિદને રક્ષવાને શક્તિવાળા ન હોય તો પછી વેદમાં સનાતન વિગેરે પ્રલાપો શા માટે કરવામાં આવે?

વિવરણ—સકામ બુદ્ધિથી કરેલાં નિત્ય અને કામ્ય કર્મો પિતૃ-લોકની પ્રાપ્તિ કરાવે છે ને પુણ્ય ક્ષીણ થતાં સંસારના અનર્થની પ્રાપ્તિ કરાવે છે તેમજ પ્રતિષિદ્ધ કર્મ નરક મળવામાં કારણ ભૂત છે. તેથી વેદો વેદ જાણનારને રક્ષવા સમર્થ નથી. છતાં વેદમાં કહેવામાં આવ્યું છે કે यावतीर्वै देवतास्ताः सर्वा वेदविदि ब्राह्मणे वसन्ति ॥ જેટલા દેવતા છે તેટલા બધા વેદવેત્તા બ્રાહ્મણોના શરીરમાં રહે છે. આવા પ્રલાપ વાક્યો વેદમાં કેમ શરૂ થયાં હશે? જો એ નકામાં જ હોય તો પછી વેદાધ્યયન શા માટે કરવું જોઇએ? તેના જવાબમાં કહેવામાં આવે છે કે ઉપર જણાવેલો જ અર્થ હોય તો વેદ વચનો પ્રલાપ રૂપ કહેવાય, પરંતુ તેમ નથી. સ્વર્ગાદિની પ્રાપ્તિ ઉપરાંત પરમ પુરૂષાર્થ રૂપ મોક્ષ પણ વેદાર્થમાં રહેલ છે. કર્મ અને ઉપાસના અંતઃકરણ શુદ્ધિ દ્વારા જ્ઞાન પ્રાપ્તિ કરવામાં પરંપરાથી સહાયક છે. માટે તેને પણ પુરૂષાર્થ કહેવામાં આવે છે. વેદમાં તેનું પ્રતિપાદન છે. તેથી પરમા-ત્માની પ્રાપ્તિનેજ વેદ પરમ પુરૂષાર્થ કહે છે. अनन्दा नाम ते लोका अन्धेन तमसावृताः तां ते प्रेत्याभिगच्छन्ति अविद्वांसोऽबुधा जनाः। અજ્ઞાન રૂપ આવરણથી ઢંકાએલા અનંદા નામના લોકોને અવિવેકી ને અજ્ઞાની જનો પામે છે. સ્વર્ગાદિ લોકોને અનંદા રૂપ અને અપુરૂષાર્થ સ્વરૂપ બતાવીને—आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः। किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ જો પુરૂષ આ હું છું એમ પોતાને આત્માને જાણે તો પછી કઇ ઇચ્છાથી શા માટે શરીરને સંતાપે? એ પ્રમાણે આત્મ વિદની કૃતકૃત્યતા બતાવીને इहैव सन्तोऽथ विद्मस्तद्वयं। આ શરીરમાં જ રહીને તે આત્મા હું છું એમ જાણીએ न चेदिहावेदीन्महती विनष्टिः। આ શરીરમાં જો આત્માને જાણ્યો નહિ તો મોટું નુકસાન છે. य एत-द्विदुरमृतास्ते भवन्त्य थेतरे दुःखमेवापियन्ति। જેઓ આત્માને જાણે છે

તેઓ અમૃત થાય છે અને બીજાઓ દુઃખ પામે છે. એ રીતે આત્માવિદ્‌ને મોક્ષ પ્રાપ્તિ ને અનાત્મ વિદને અનર્થ પ્રાપ્તિ થાય છે. તેમજ જે આત્માને યથાર્થ જાણે છે તે નિંદાને પાત્ર નથી. એ રીતે આત્મદર્શન અને તેના ફલને વારંવાર બતાવ્યા છતાં વિચાર એ આવે છે કે રાગાદિ મગરેથી આમતેમ આકર્ષાતો જીવ, જે વિષયમાં ફસાએલો અને પાપી છે; તેને તેમાંથી છોડાવીને પૂર્ણાનંદ પરમાત્મારૂપસ્વરાજ્યમોક્ષમાં કેવી રીતે સ્થાપવો. એમ વિચાર કરીને; તેનાં પ્રાપ્તિ સાધન, જ્ઞાન સાધન, વિવિદિષા સાધન યજ્ઞાદિને યોજ્યાં. तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिशन्ति यज्ञेन दानेन तपसानाशकेन इति। યજ્ઞ, દાન અને તપવડે બ્રાહ્મણો અવિનાશી વેદ વચનોથી તેને જાણવાની ઇચ્છા કરે છે. માટે બ્રહ્મ જાણવાને યજ્ઞાદિની પ્રવૃતિ તેજ યથાર્થ પુરૂપાર્થ છે. અને એ સિવાય સ્વર્ગાદિ સારૂ જે પ્રવૃત્તિ તે શ્યેનાદિની પેઠે અપુરૂષાર્થ રૂપ છે. કારણ કે તે સંસાર રૂપ અનર્થની પ્રાપ્તિ કરનાર છે. શ્રુતિ કહે છે કે प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म। एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्यू ते पुनरेवापि यन्ति ॥ શાસ્ત્ર પ્રસિદ્ધ યજ્ઞ રૂપ જે હોડી છે તે અદૃઢ છે. જેમાં સોળ ઋત્વિજ અને યજમાન તથા તેની પત્નિ મળીને અઢાર કહેલાં છે. જે કર્મ ઉપાસના રહિત છે. તેનાથી જે મૂઢો મોક્ષ થશે એમ માને છે અને ખુશી થાય છે, તે કર્મઠ જરા સહિત મૃત્યુને પામે છે. માટે મોક્ષ અને તેના સાધનોને પ્રતિપાદન કરવાથી વેદો સંસારરૂપ અનર્થને દૂર કરનારા છે. તેથી વેદો વેદવિદ્‌ને રક્ષવાને સમર્થ છે એ સર્વ જાણીને ત્રણ શ્લોકથી કહે છે. તેમાં પ્રથમ શ્લોકથી નિત્ય અપરોક્ષ પરમપુરૂષાર્થ પરમાત્માને દર્શાવે છે—

**सनत्सुजात उवाच—સનત્સુજાત—બોલ્યા—કહે છે—**

**तस्यैव नामादि विशेषरूपै-**
**रिदं जगद्भाति महानुभाव।**

निर्दिश्य सम्यक्प्रवदन्ति वेदा-
स्तद्विश्ववैरूप्यमुदाहरन्ति ॥७॥

**અર્થ**—હે મહાનુભાવ! તેજ પરમાત્માની માયાની કલ્પનાથી નામ રૂપાદિ વિશેષ રૂપે આ જગત્ ભાસે છે તેનેજ—પરમાત્માને વિશ્વથી જૂદા રૂપે સારી રીતે બતાવીને વેદો વર્ણવે છે.

**વિવરણ**—તેજ પરમાત્મા નિર્વિકાર છતાં પોતાની માયા રૂપ ઉપાધિની કલ્પનાથી નામ રૂપાદિ વિશેષરૂપે થઇ જગદાકાર ભાસે છે. તેનાંજ નામરૂપવડે આ જગત્ ભાસે છે એ કેમ જાણવું? તેને માટે શ્રુતિ કહે છે કે—इन्द्रो मायाभिः पुरुरूप इयते ॥ પરમાત્મા માયા વડે બહુ રૂપને પામે છે. એમ માયા નિર્મિત બહુ રૂપનું કથન કરીને તેજ પરમાત્માનું યથાર્થ સ્વરૂપ કહે છે. तदेतद्ब्रह्मापूर्वमपरमनन्तरमबाह्यमयमात्मा ब्रह्म सर्वानुभूरित्यनुशासनम् ॥ તે બ્રહ્મ અપૂર્વ છે એનાથી પર બીજું નથી તેનાથી અન્તર કે બહાર કશુ નથી એવો આ આત્મા બ્રહ્મ છે તે સર્વ રૂપ છે એવો ઉપદેશ છે. તેમજ द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च । બ્રહ્મનાં બે સ્વરૂપ છે એક મૂર્તિમાન્ અને બીજું મૂર્તિ રહિત. આ શ્રુતિથી દશ્ય અને અદશ્ય આત્માની પેઠે જગતનું સ્વરૂપ બતાવીને તેનું યથાર્થ સ્વરૂપ નેતિ નેતિ દ્વારા વેદ કહે છે. તેમજ आत्मन आकाशः संभूतः આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ, જલમાંથી પૃથ્વી. અહીં સુધી તેનું—આત્માનું કાર્ય બતાવિને यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । જેને પ્રાપ્ત થયા વિનાજ મન સહિત વાણી પાછી વળે છે. એમ વેદો કહે છે. તેમજ अधीहि भगव इति होपससाद । હે ભગવન્ બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરો. એમ કહી ભૃગુ પોતાના પિતા પાસે ગયા. ઈત્યાદિ નામથી લઇને પ્રાણ સુધી તેનીજ માયાથી નિર્મિત જગત્ બતાવીને यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा । જ્યાં બીજું જોવાતું નથી, બીજું સાંભળતું નથી, બીજું જાણતું નથી

તે ભૂમા-બ્રહ્મ ઇત્યાદિ શ્રુતિ વડે તે પરમાત્માનુંજ યથાર્થ સ્વરૂપ ભૂમા અજ્ઞાનથી પાર પોતાના મહિમામાં સ્થિત છે. એમ વેદ કહે છે. કેવલ વેદ કહે છે એમ નહિ. મુનિઓ પણ તે બ્રહ્મને વિશ્વથી વિપરીત રૂપ વાલું કહે છે. ભગવાન્ પરાશર કહે છે—प्रत्यस्तमितभेदं यत्सत्तामात्रमगोचरम् । मनसामात्मासंवेद्यं तज्ज्ञानं ब्रह्मसंज्ञितम् ॥ જેમાં સર્વ ભેદ અસ્ત થઇ ગયા છે. જે અગોચર છતાં સત્તા માત્ર રૂપે છે. જેનું મન ની અંદર સ્ફુરણ થાય છે. એવી રીતનું જે જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન. તેમજ तच्चविष्णोः परंरूपमरूपाख्यमनुत्तमम् । तद्विश्वरूपवैरूप्यलक्षणं परमात्मनः । જેનાથી બીજું ઉત્તમ નથી એવું અરૂપ=નિરાકાર-પરમરૂપ તેજ વિષ્ણુનું રૂપ, તેથી પરમાત્મા વિશ્વથી વિપરીત રૂપે છે. ઇશ્વરાર્થે અનુષ્ઠાન કરેલ કર્મ, ચિત્ત શુદ્ધિ દ્વારા પરમપરા જ્ઞાન પ્રાપ્તિમાં સાધન છે. માટે તેને પુરૂષાર્થ કહેવામાં આવે છે. એ વિના કર્મ સકામ બુદ્ધિએ સંસાર પ્રાપ્તિ કરનાર છે એમ બતાવે છે—

तदर्थमुक्तं तप एतदिज्या
ताभ्यामसौ पुण्यमुपैति विद्वान् ।
पुण्येन पापं विनिहत्य पश्चा-
त्स जायते ज्ञानविदीपितात्मा ॥८॥
ज्ञानेन चात्मानमुपैति विद्वा-
न्न चान्यथा वर्गफलानुकाङ्क्षी ।
अस्मिन्कृतं तत्परिगृह्य सर्व-
ममुत्र भुङ्क्ते पुनरेति मार्गम् ॥९॥

અર્થ—તેના-પરમાત્મા લાભ માટે તપ, અને યજ્ઞાદિક કહેલાં છે. તે વડે આ વિદ્વાન્ પુણ્યને પ્રાપ્ત કરે છે પછી પુણ્યથી પાપનો નાશ કરીને જ્ઞાન વડે પ્રકાશ-આત્મરૂપ થાય છે. વિદ્વાન પુરૂષ જ્ઞાન

વડે આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. પરંતુ અન્યથા ઇન્દ્રિયના વિષય ભોગવવાની લાલસા વાળો થાય છે. તેથી આ લોકમાં કરેલાં પુણ્ય પાપ-રૂપ કર્મોને લઇને સ્વર્ગ કે નરકમાં જાય છે. અને ત્યાં તેનાં ફળ ભોગવીને પાછો આ લોકમાં આવે છે.

વિવરણ—વિશ્વથી વિલક્ષણ પરમાત્માને જાણવાને માટે તપ કહેલું છે. શ્રુતિ કહે છે तपसा ब्रह्म विजिज्ञासस्व । તું તપ વડે બ્રહ્મને જાણ. યજ્ઞાદિક કરવામાં આવે છે, તે પણ બ્રહ્મને માટેજ કરવામાં આવે છે. તેનો ક્રમ આ પ્રમાણે છે. યજ્ઞ-તપ વડે પુણ્ય ઉત્પન્ન થાય છે. પુણ્ય વડે પાપનો નાશ થાય છે. પાપ રહિત પુરૂષને બ્રહ્માકાર ચિત્તવૃત્તિથી આત્મતત્ત્વનો પ્રકાશ થાય છે. જ્ઞાન વિના જીવાત્માને વિષય સુખ ભોગવવાની ઇચ્છા થાય છે, તેથી તે સકામ કર્મ કરે છે, તેને લઇને પુણ્ય પાપ લાગે છે, તેનું ફળ ભોગવવા સ્વર્ગ કે નર્કમાં જાય છે, અને ભોગપૂર્ણ થતાં પાછો સંસારમાં આવે છે. શ્રુતિ કહે છે કે—तस्मिन्यावत्संपातमुषित्वाथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते । તેમાં જેટલું પુણ્ય હોય તેટલું ફળ ભોગવીને તેજ માર્ગે પાછો આ લોકમાં આવે છે.

હવે વિદ્વાન્ અને અવિદ્વાનની અપેક્ષાએ કર્મ ફલની વિષમતા થાય છે તે વાત કહે છે—

**अस्मिँल्लोके तपस्तप्तं फलमन्यत्र भुज्यते ।**
**ब्राह्मणानां तपस्त्वृद्धमन्येषां तावदेव तत् ॥१०॥**

અર્થ—પુરૂષો આલોકમાં તપ કરે છે અને તેનું ફલ પરલોકમાં ભોગવે છે. એ તો સર્વને સમાન છે. તેમાં જ્ઞાનીનું તપ ફલ વૃદ્ધિમાં હેતુ રૂપ થાય છે. અને અજ્ઞાનીનું તપ તો જેટલું કર્યું છે તેટલુંજ ફલ આપે છે.

વિવરણ—તમે જ્ઞાનનેજ મોક્ષનું કારણ માનો છો ત્યારે શ્રુતિમાં સ્વાધ્યાયને મુખ્ય તપ ગણીને તેને મોક્ષનું કારણ શા માટે માન્યું છે? શ્રુતિ કહે છે કે—स्वाध्याय प्रवचन एवेति नाको मौद्गल्यः । સ્વાધ્યાય તથા પ્રવચનજ મુખ્ય તપ છે. એમ મુદગલના પુત્ર નાક કહે છે. છતાં न छंदांसि वृजिनात्तारयंति । વેદો પાપમાંથી તારતા નથી એમ કેમ કહેવામાં આવે છે? આવી શંકાના પરિહાર માટે વિદ્વાન ને અવિદ્વાનના તપનો ભેદ કહી બતાવે છે. જ્ઞાનીનું તપ સમૃદ્ધ–બહુ ફળ આપનારૂં–અથવા આલોકમાં જ ફળ આપનારૂં થાય છે. માટે શ્રુતિ કહે છે. यदेव बिद्यया करोति श्रद्धयोपनिषदा तदेव विर्यवत्तरं भवति ॥ જે વિદ્યા વડે શ્રદ્ધા વડે ને જ્ઞાન વડે કરવામાં આવે છે તેજ તપ મહા વીર્યવાળું થાય છે. ને અજ્ઞાનીને તપનું ફળ પરલોકમાં જેટલું કહેવામાં આવ્યું છે તેટલુંજ મળે છે.

### धृतराष्ट्रउवाच-ધૃતરાષ્ટ્ર–કહે છે—

**कथं समृद्धमत्यर्थं तपो भवति केवलम् ।**
**सनत्सुजात तद्ब्रूहि कथं विद्यामहं प्रभो ११॥**

**અર્થ**—હે સન્તસુજાત! તપ તો એકજ પ્રકારનું છે છતાં વિદ્વાનને સમૃદ્ધ થાય છે અને અવિદ્વાનને અસમૃદ્ધ થાય છે. હે પ્રભો! તે વાત હું જે રીતે જાણું તે પ્રમાણે કહો.

ત્યારે સનત્સુજાત જવાબ આપે છે—

### सनत्सुजात उवाच-સનત્સુજાત બોલ્યા—

**निष्कल्मषं तपस्त्वेतत्केवलं परिचक्षते ।**
**एतत्समृद्धमत्यर्थं तपो भवति नान्यथा ॥१२॥**

**અર્થ**—જે તપ નિષ્કલ્મષ એટલે કામને અશ્રદ્ધાથી રહિત

હોય છે તેને કેવળ કહેવામાં આવે છે. તેજ મહા સમૃદ્ધિયુક્ત હોય છે–થાય છે. કામનાવાળું તપ તેવું ગણાતું નથી.

વિવરણ—જે નિષ્કલ્મષ તપ છે તે 'કેવલ' નામથી પ્રસિદ્ધ છે. અર્થાત્ તે તપને આ સર્વ પ્રપંચના બીજરૂપે કહેવામાં આવે છે. એ વાત ઉશના–શુક્રાચાર્ય–કહે છે—गुणसाम्ये स्थितं तत्त्वं केवल त्विति कथ्यते । केवलादेतदुद्भूतं जगत्सदसदात्मकम् ॥ ગુણની સામ્યા અવસ્થામાં જે તત્ત્વ સ્થિત છે તેને કેવલ કહેવામાં આવે છે. કેવલથીજ સત્ અસતરૂપ જગત ઉત્પન્ન થાય છે. તેનેજ નિષ્કલ્મષ તપ કહેવામાં આવે છે. તેજ મહા સમૃદ્ધ થાય છે. સકલ્મષ તપ સમૃદ્ધ થતું નથી. જે તપ શ્રદ્ધાસંપન્ન હોય છે તે કૈવલ્ય પદનું સાધન હોવાથી કેવળ કહેવાય છે. શ્રદ્ધાસમ્પન્ન છતાં એ તપ જો સકામ હોય તો તે સમૃદ્ધ કહેવાય છે. પણ જો કેવળ દંભરૂપેજ હોય તો તે ઋદ્ધ કહેવાય છે. એમ કર્તાની અપેક્ષાએ તપના ભેદ પડે છે.

તપનીજ પ્રશંસા કરે છે—

**तपो मूलमिदं सर्वं यन्मां पृच्छसि क्षत्रिय ।**
**तपसा वेदविद्वांसः परं त्वमृतमाप्नुयुः ॥१३॥**

અર્થ—હે ક્ષત્રિય! તમે મને જે પૂછો છો તે સર્વ તપો મૂલક છે. વેદજ્ઞાતા પંડિત તપદ્વારાજ પરમ અમૃતને અર્થાત્ મુક્તિને પ્રાપ્ત કરે છે.

**धृतराष्ट्र उवाच–ધૃતરાષ્ટ્ર પૂછેછે—**

**कल्मषं तपसो ब्रूहि श्रुतं निष्कलमषं तपः ।**
**सनत्सुजात येनेदं विद्यां गुह्यं सनातनम् ॥१४॥**

અર્થ—હે સનત્સુજાત! નિષ્કલ્મષ તપતો સાંભળ્યું. હવે તમે

અને તપનું કલ્મષ કહો જેથી નિષ્કલ્મષ તપથી સનાતન ગુહ્ય બ્રહ્મને જાણું.

सनत्सुजात उवाच–સનત્સુજાત કહે છે—

क्रोधादयो द्वादश यस्य दोषा-
स्तथा नृशंसानि च सप्त राजन् ।
ज्ञानादयो द्वादश चाततानाः
शास्त्रे गुणा ये विदिता द्विजानाम् ॥१५॥

અર્થ—હે રાજન ! તપના ક્રોધાદિક બારદોષો છે. તથા હિંસાદિ સાત દોષો પણ તપનું કલ્મષ ગણાય છે. શાસ્ત્રમાં વિસ્તાર પૂર્વક કહેલા જ્ઞાનાદિક બાર ગુણોવાળા બ્રાહ્મણોના તપને નિષ્કલ્મષ કહેલું છે. તે ગુણ અને દોષો હું તમને કહું છું.

બાર પ્રકારના દોષો ગણાવે છે—

क्रोधः कामो लोभमोहौ विवित्सा-
कृपासूया मानशोकौ स्पृहा च ।
ईर्ष्या जुगुप्सा च महागुणेन
सदा वर्ज्या द्वादशैते नरेण ॥१६॥

અર્થ—ક્રોધ, કામ, લોભ, મોહ, વિવિત્સા, અકૃપા, અસૂયા, માન, શોક, સ્પૃહા, ઇર્ષ્યા, જુગુપ્સા, બ્રહ્મ પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરૂષે આ બાર દોષોનો સદા ત્યાગ કરવો.

વિવરણ—ઇચ્છાનો પ્રતિઘાત થવાથી અથવા નિંદાથી અગર તાડનથી અંતઃકરણમાં વિક્ષેપ થઇ, ગાત્ર કંપવાં, પરસેવો આવવો, નેત્ર લાલ થવાં વિગેરે લિંગયુક્ત મનોવૃત્તિ તે ક્રોધ. સ્ત્રી સમ્બન્ધી

ઇચ્છા તે કામ. ધનનો ખર્ચ કરતાં ડરવું અથવા પારકા દ્રવ્યની ઇચ્છા તે, અગર સંગ્રહ કરેલ ધનનો તીર્થાદિક પુણ્ય કાર્યમાં વિનિયોગ કરવાની અશક્તિ તે લોભ, કૃત્યાકૃત્યના વિવેકનો અભાવ તે મોહ. શબ્દાદિ ગ્રામ્ય વિષયોના રસને જાણવાની ઇચ્છા તે વિવિત્સા, ને વિધિત્સા એવો પાઠ સ્વીકારીએ તો ઉત્તરોત્તર લાભ થયા છતાં તૃષ્ણાની નિવૃત્તિ ન થવી તે વિધિત્સા. દયા ન હોવી તે અકૃપા. પારકા ગુણોમાં દોષનું દર્શન તે અસૂયા. પોતાને વિષે પૂજ્ય બુદ્ધિ તે માન. ઇષ્ટ વસ્તુનો નાશ થવાથી મનમાં જે વિહ્વલતા થાય તે શોક. ભોગ્ય વર્ગનો આદર ભાવ તે સ્પૃહા. બીજાનો ઉત્કર્ષ સહન ન થાય તે ઇર્ષ્યા. બીજાની નિંદા કરવી તે જુગુપ્સા. આ બાર દોષો તપના કલ્મષરૂપ છે. તેથી મનુષ્યે સદા તેનો ત્યાગ કરવો. બ્રાહ્મણમા તો ઉત્કૃષ્ટ ગુણ સ્વભાવિક હોય છે. એમ ભગવાન કહે છે—शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् । શમ, દમ, તપ, પવિત્રતા ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન ને આસ્તિકતા એ બ્રાહ્મણના સ્વભાવિક ગુણ છે. મહાગુણનો અર્થ બ્રહ્મ પ્રાપ્તિ પણ કરેલો છે. તે લક્ષણ યુક્ત થઇને પણ બાર દોષ ત્યજવા જોઇએ. નામમહોદધિમાં કહેલ છે કે—महान्ब्रह्मेति च प्रोक्तो महत्त्वान्महतामपि तत्प्राप्तिगुणसंयुक्तो महागुण इति स्मृतः ॥ મહાન્ એટલે બ્રહ્મ કહેવાય છે. કારણ તે મોટાથી પણ મોટું છે. તેને પ્રાપ્ત કરવાના ગુણ તે મહાગુણ એમ કહેલું છે.

દોષો ત્યાગ કરવામાં હેતુ બતાવે છે—

**एकैकमेते राजेन्द्र मनुष्यं पर्युपासते ।**
**लिप्समानोऽन्तरं तेषां मृगाणामिव लुब्धकः ॥१७॥**

**અર્થ**—હે રાજેન્દ્ર જેમ પારધી મૃગોના છિદ્રોને શોધ્યા કરે છે. તેમ ઉપર કહેલા દોષોમાંનો એક એક દોષ મનુષ્યનાં છિદ્રો શોધવાની ઇચ્છાથી તેમની ઉપાસના કરે છે.

વિવરણ—મૃગના—હરણના છિદ્રને શોધીને પારધી જેમ તેમનો નાશ કરે છે. તેમ દોષો પણ મનુષ્યની ખામી ખોળી, તેની નિર્બળતાનો લાભ લઈ તેનો નાશ કરે છે. હૈરણ્યગર્ભમાં કહેવામાં આવ્યું છે કે—यथा पान्थस्य कान्तारे सिंहव्याघ्रमृगादयः । उपद्रवकरास्तद्वत्क्रोधाद्या दुर्गुणा नृणाम् ॥ જેમ મ્હોટા જંગલમાં સિંહ, વ્યાઘ્ર, મૃગ વગેરે મુસાફરને ઉપદ્રવ કરનારા છે. તેમ સંસારમાં મનુષ્યને ક્રોધાદિ દુર્ગુણો ઉપદ્રવ કરનાર છે. હવે નૃશંસ સપ્તક કહે છે—

**संभोग संविद्विषमेधमानो**
**दत्तानुतापी कृपणोऽबलीयान् ।**
**वर्गप्रशंसी वनितां च द्वेष्टा**
**एते परे सप्त नृशंसरूपाः ॥१८॥**

**અર્થ**—સંભોગસંવિત્, વિષમ રીતે વૃદ્ધિ પામનાર, આપીને બળનારો, કૃપણ, જ્ઞાન બલ રહિત, ઇન્દ્રિયોની પ્રશંસા કરનાર, સ્ત્રી પર દ્વેષ કરનાર, આ સાત દોષો ક્રોધાદિથી પણ ક્રુર છે.

**વિવરણ**—સ્ત્રી વિષય સંભોગમાં બુદ્ધિવાળો તે સંભોગસંવિત્. જો સંભોગ સંવિદ્વિષમ એવો પાઠ લઇએ તો એમ અર્થ થાય કે સ્ત્રી સંભોગાદિકની બાબતમાં પુરૂષાર્થ બુદ્ધિ હોવાથી દુર્વ્યવસ્થામાં આવી પડેલો, બીજાને ઉપદ્રવ કરીને વધનારો તે વિષમ એધમાનઃ અથવા દ્વિષં એધમાનઃ બીજા પ્રાણીઓ પર દ્વેષ કરીને વૃદ્ધિ પામનારો, જે પ્રથમ ધર્મબુદ્ધિથી ધનાદિક આપીને પાછળથી પશ્ચાતાપ કરે કે મેં શા માટે આપ્યું. તે દત્તાનુંતાપી, થોડો પણ લાભ થતો હોય તેટલા લોભથી સર્વ પ્રકારનું અપમાન સહન કરે તે કૃપણ, અથવા પ્રાણાન્તે પણ ધનનો ખર્ચ ન કરનારો, જ્ઞાનબલ રહિત તે અબલીયાન્. ઇન્દ્રિયોની પ્રશંસા કરનાર તે વર્ગપ્રશંસી. પોતાને આશ્રયે રહેનાર સ્ત્રીનો પણ દ્વેષ કરનાર. આ દોષો ક્રોધાદિથી પણ ક્રૂર છે.

હવે જ્ઞાનાદિ બાર ગુણો કહે છે—

**ज्ञानं च सत्यं च दमः श्रुतं च**
**अमात्सर्यं ह्रीस्तितिक्षानसूया ।**
**यज्ञश्च दानं च धृतिः शमश्च**
**महाव्रता द्वादश ब्राह्मणस्य ॥१९॥**

**અર્થ**—જ્ઞાન, સત્ય, દમ, શ્રુત, અમાત્સર્ય, લજ્જા, તિતિક્ષા, અનસૂયા, યજ્ઞ, દાન, ધીરજ, શમ, એ બ્રાહ્મણનાં બાર મહાવ્રત છે.

**વિવરણ**—તત્ત્વના અર્થને સમજવો તે જ્ઞાન. ભૂતમાત્રનું હિત કરનાર યથાર્થ ભાષણ તે સત્ય. મનને નિયમમાં રાખવું તે દમ. કોઇ ઇન્દ્રિય નીગ્રહને પણ દમ કહે છે. અધ્યાત્મ શાસ્ત્ર વેદાન્તાદિનું શ્રવણ તે શ્રુત. બીજાના ગુણ જોઇને પ્રસન્ન થવું તે અમાત્સર્ય, અકાર્ય કરવામાં લજ્જા તે હ્રી, સુખ દુઃખ, માન અપમાન, લાભ હાનિ વગેરે દ્વન્દ્વને સહન કરવાં તે તિતિક્ષા. પારકા ગુણો તરફ ભક્તિ તે અનસૂયા. અગ્નિષ્ટોમાદિ મહાયજ્ઞ તે યજ્ઞ. બ્રાહ્મણાદિ સત્પાત્રને યથાશક્તિ ભક્તિ પૂર્વક ધનાદિ આપવું તે દાન. વિષયો પાસે હોય છતાં ઇન્દ્રિયોને વશ રાખવી તેનું નામ ધીરજ. અંતઃકરણની ઉપરામતા એ શમ. બહિઃકરણની ઉપરામતા ને પણ કોઇ શમ કહે છે. બ્રાહ્મણના આ બાર ગુણો પરમ પુરૂષાર્થના સાધક છે.

હવે ગુણ સ્તુતી કરે છે—

**यस्त्वेतेभ्योऽप्रवसेद्द्वादशेभ्यः**
**सर्वामिमां पृथिवीं स प्रशिष्यात् :**
**त्रिभिर्द्वाभ्यामेकतो वाविमुक्ताः**
**क्रमाद्विशिष्टा मौनभूता भवन्ति ॥२०॥**

**અર્થ**—જે પુરૂષ ઉપર કહેલા બાર દોષોમાં વસતો નથી. અથવા બાર ગુણોમાં વસે છે. તે આખી પૃથ્વીનું પ્રશાસન કરે છે. પૃથ્વીને પોતાને વશ રાખે છે. ને જે એ બાર દોષોમાંથી એક, બે અથવા ત્રણથી મુક્ત છે. અથવા બાર ગુણોમાંથી એક, બે કે ત્રણ ગુણોનું સેવન કરે છે તે જ્ઞાની થઇને મૌન થાય છે.

હવે દમના દોષો ત્રણ શ્લોકોથી કહે છે—

दमोऽष्टादशदोषः स्यात्प्रतिकूलं कृते भवेत् ।
अनृतं पैशुनं तृष्णा प्रातिकूल्यं तमोऽरतिः ॥२१॥
लोकद्वेषोऽभिमानश्च विवादः प्राणि पीडनम् ।
परिवादोऽतिवादश्च परितापोऽक्षमाधृतिः ॥२२॥
असिद्धिः पापकृत्यंच हिंसा चेति प्रकीर्तिताः ।
एतैर्दोषैर्विमुक्तो यः स दमः सद्भिरुच्यते ॥२३॥

**અર્થ**—દમમાં અઢાર પ્રકારના દોષો રહેલા છે. તે દોષ પૂર્વક દમ કરવામાં આવે તો તે પ્રતિકૂલ થાય છે. તે દોષો ગણાવે છે અનૃત, ચાડી, તૃષ્ણા, પ્રતિકૂલતા, અજ્ઞાન, અરતિ, લોકદ્વેષ, અભિમાન, વિવાદ, પ્રાણીપીડા, પરિવાદ, અતિવાદ, પરિતાપ, અક્ષમા, અધૃતિ, અસિદ્ધિ, પાપકૃત્ય, હિંસા, આ અઢાર દોષથી રહિત તે દમ કહેવાય છે.

**વિવરણ**—દમમાં રહેલા અઢાર પ્રકારના દોષ કહે છે અનૃત એટલે જૂઠ, બીજાનાં દૂષણ કહેવા તે ચાડી, વિષયોની ઇચ્છા તે તૃષ્ણા, બધાની વિરૂદ્ધતા તે પ્રતિકૂલતા, અજ્ઞાન એજ તમ, જે મળે તેટલાથી સંતોષ નહિ પણ ગમે તેમ કરીને વધારે મેળવવાની ઇચ્છા તે અરતિ, સ્ત્રી ભોગમાં પ્રીતિ તે રતિ, લોકોને ઉદ્વેગ થાય એવાં આચરણ કરવાં તે લોકદ્વેષ, કોઇને નમ્યું આપવું નહિ તે અભિમાન, માણસોમાં કલહ

ચાય એવાં આચરણ કરવાં તે વિવાદ, બીજા માણુસની સમક્ષ તેનાં દૂષણો કહેવાં તે પરિવાદ, નકામો પ્રલાપ કરવો તે અતિવાદ, દુઃખનુ નકામું ચિંતવન કરવું તે પરિતાપ. દ્વન્દ્વને સહન ન કરવું તે અક્ષમા, ઇન્દ્રિયોની ચપલતા તે અધૃતિ. ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યની અસિદ્ધિ તે અસિદ્ધિ, નિષિધ આચરણ તે પાપ કૃત્ય, અવિહિત હિંસા તે હિંસા આ અઢાર દોષથી વિમુક્ત જે ગુણો તે દમ એમ સજ્જનો કહે છે.

હવે મદના દોષો કહે છે—

**मदोऽष्टादशदोषः स्यात्त्यागो भवति षड्विधः ।**
**विपर्ययाः स्मृता एते दमदोषा उदाहृता ॥२४॥**

અર્થ—મદના અઢાર દોષ છે, અને ત્યાગ ૭ પ્રકારનો છે. દમના જે અઢાર પ્રકારના દોષો કહેલા છે તેનાથી ઉગટા ગુણો સત્યાદિ મદનો નાશ કરનારા છે. તેનું વિવરણ ઉપર, દોષનું વિવરણ કરેલું છે છે તેથી ઉલટું સમજી લેવુ.

૭ પ્રકારનો ત્યાગ કહે છે—

**श्रेयांस्तु षड्विधस्त्यागस्तृतीयस्तत्र दुष्करः ।**
**तेन दुःखं तरन्त्येव तस्मिंस्त्यक्ते जितं भवेत् ॥२५॥**

અર્થ—૭ પ્રકારનો ત્યાગ શ્રેયને માટે છે તેમાં ત્રીજો ત્યાગ દુષ્કર છે. ત્રીજા પ્રકારના ત્યાગવડે જરૂર દુઃખને તરી જાય છે. તે ત્યાગથી સર્વ દ્વૈતનો વિજય કર્યો ગણાય છે.

વિવરણ—ત્રીજા પ્રકારનો ત્યાગ તે કામનાનો ત્યાગ છે તે સર્વથી શ્રેષ્ટ ગણાય છે. કારણ કે તેનો ત્યાગ કરવાથી દુઃખકારક દ્વૈતભાવ ટળી જાય છે. શ્રુતિ કહે છે કે द्वितीयाद्वै भयं भवति । દ્વૈત ભાવથી ભય છે. यत्र अन्यत्पश्यत्यन्यच्छृणोति तदल्पं अथ यदल्पं तद्‌ दुःखम् ॥

જ્યાં આગળ અન્ય બુદ્ધિથી જોવામાં આવે છે અને બીજી બુદ્ધિથી સાંભળવામાં આવે છે તે અલ્પ ગણાય છે. અને જે અલ્પ તે દુઃખરૂપ છે. આ શ્રુતિ ભેદને દુઃખરૂપ ગણે છે. કામનાથીજ ભેદ છે તેથી કામનાનો ત્યાગ કરવાથી મોક્ષનું સુખ મળે છે. શ્રુતિ પણ કહે છે કે—यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः । अथ मर्त्यो अमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ જીવાત્માના હૃદયમાં રહેલી જ્યારે સર્વે કામનાઓ નાશ પામે છે ત્યારે મરણ ધર્મવાળો જીવ અમર થાય છે અને અહીં આ લોકમાંજ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

ત્યાગષટ્કને વર્ણવે છે—

अर्हते याचमानाय पुत्रान्वित्तं ददाति यत् ।
इष्टापूर्तं द्वितीयं स्यान्नित्यं वैराग्य योगतः ॥२६॥
कामस्त्यागश्च राजेन्द्र स तृतीय इति स्मृतः ।
अप्रमादी भवदेतैः स चाप्यष्ट गुणो मतः ॥२७॥

અર્થ—જે યોગ્ય યાચના કરનારને પુત્રો અને ધન આપે છે તે ત્યાગ છે. નિત્ય વૈરાગ્યના યોગથી ઇષ્ટા પૂર્ત એ બીજો ત્યાગ છે. હે રાજા કામનાનો ત્યાગ એ ત્રીજા પ્રકારનો છે. તેનાથી અપ્રમાદી થાય છે. તે અપ્રમાદ પણ આઠ ગુણવાળો છે.

વિવરણ—માગવાવાળા યોગ્ય પાત્રને પુત્રો અથવા ધન આપવુ આ બે પ્રકારનો ત્યાગ તે છ પ્રકારના ત્યાગમાં પ્રથમ છે. ઇષ્ટ એટલે શ્રૌત કર્મમાં જે દાન આપવું તે; પૂર્ત એટલે સ્માર્ત કર્મમાં દાન આપવું તે અથવા દેવનિમિત્તે આપેલું તે, ઇષ્ટિ અને પિતૃને ઉદ્દેશીને આપેલું તે પૂર્ત એમ પણ કોઇ કહે છે. આ બે પ્રકારનો ત્યાગ તે બીજો છે. અને શુદ્ધ સત્ત્વના પ્રભાવથી સંસાર દોષ રૂપ સમજી ધનાદિનો પરિત્યાગ અને કામનો ત્યાગ એ બે પ્રકારના ત્યાગ તે ત્રીજા

પ્રકારના છે. એમ ૭ પ્રકારનો ત્યાગ ગણાવેલો છે. તે ત્યાગવડે મનુષ્ય અપ્રમાદી થાય છે અપ્રમાદીનો કામ નાશ પામે છે. રાજધર્મમાં કહ્યું છે કે—अपध्यानमलो धर्मो मलोऽर्थस्य निगूहनम् । अप्रमादमलः कामो भूयः सगुणवर्धनः ॥ ધર્મનો મલ અપધ્યાન—નઠારૂં ચિંતન છે. ધનનો મલ તેનો સંગ્રહ છે. અને પ્રમાદનો મલ કામ છે. તેનો ત્યાગ કરવાથી ગુણોની વૃદ્ધિ થાય છે. જે ૭ પ્રકારના ત્યાગથી યુક્ત છે તે અપ્રમાદી થાય છે. તે અપ્રમાદ આઠ ગુણવાળો છે.

તે આઠ ગુણો ગણાવે છે—

**सत्यं ध्यानं समाधानं चोद्यं वैराग्यमेव च ।**
**अस्तेयं ब्रह्मचर्यं च तथासंग्रह एव च ॥२८॥**

અર્થ—સત્ય, ધ્યાન, સમાધાન, તર્ક, વૈરાગ્ય, અસ્તેય,, બ્રહ્મચર્ય, અને અસંગ્રહ આ આઠ અપ્રમાદના ગુણો છે.

વિવરણ—યથાર્થ બોલવું તે સત્ય, ચિત્તની કોઇ શુભ આશ્રયમાં તેલની ધાર પ્રમાણે અખંડ પ્રવૃત્તિ તે ધ્યાન, પ્રણવવડે વિશ્વ આદિ પાદોનો ઉપસંહાર કરી સ્વાભવિક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મમાં સ્થિતિ તે સમાધાન, હું કોણ છું, કોનો છું, કયાંથી આવ્યો છું આદિ વિચાર તે તર્ક, અથવા ચોદ્ય, જોએલા અને સાંભળેલા વિષયની તૃષ્ણાનો ત્યાગ તે વૈરાગ્ય, ચોરી ન કરવી તે અસ્તેય, બ્રહ્મચર્ય એટલે અષ્ટાંગ મૈથુન ત્યાગ. યથા—स्मरणं कीर्तनं केलिं वीक्षणं गुह्यभाषणं संकल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ॥ एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ સ્મરણ, કીર્તન, ક્રીડા, જોવું, ગુહ્ય-ભાષણ સંકલ્પ, નિશ્ચય, ને ક્રિયાસિદ્ધિ, વિદ્વાનો આ આઠ પ્રકારને મૈથુનનાં અષ્ટાંગ કહે છે. એનાથી વિરૂદ્ધ આઠ પ્રકારનાં આચર તે બ્રહ્મચર્ય. અને અસંગ્રહ એટલે પરિગ્રહ રહિતપણું એ આઠ પ્રકારના ગુણો છે.

દોષોને ત્યજવાનુ કહે છે—

**एवं दोषा दमस्योक्तास्तान्दोषान्परिवर्जयेत् ।**
**दोषत्यागोऽप्रमादः स्यात्सचाप्यष्टगुणो मतः ॥२९॥**

અર્થ—એ પ્રમાણે દમના જે અઢાર દોષો કહેલા છે તે દોષોનો પરિત્યાગ કરવાથી પુરૂષ અપ્રમાદી થાય છે. અને સત્યાદિ આઠ ગુણ વાળો અપ્રમાદ કહેલો છે.

સત્યની સ્તુતિ કરે છે—

**सत्यात्मा भव राजेन्द्र सत्ये लोकाः प्रतिष्ठिताः ।**
**तांस्तु सत्यमुखानाहुः सत्ये ह्यमृतमाहितम् ॥३०॥**

અર્થ—હે રાજન ! સત્ય સ્વરૂપ થા. સર્વ લોક સત્યને આધારે ટકી રહેલા છે પંડિતો પરલોકોને સત્યમુખ કહે છે મુક્તિ પણ સત્યમાંજ રહેલી છે.

**वैशम्पायन उवाच—वैशम्पायन कहे छे—**

**निवृत्तेनैव दोषेण तपोव्रतमिहाचरेत् ।**
**एतद्धात्रा कृतं वित्तं सत्यमेव सतां वरम् ॥३१॥**

અર્થ—દોષોની નિવૃત્તિ કરીને આલોકમાં તપ કરવું. એજ વિધાતાએ કરેલ વિત્ત—ધન છે. સાધુઓનું સત્ય એજ ભૂષણ છે.

હવે ઉપસંહાર કરે છે—

**दोषैरेतैर्वियुक्तं तु गुणैरेतैः समन्वितम् ।**
**एतत्समृद्धमत्यर्थं तपो भवति केवलम् ॥३२॥**

અર્થ—ઉપર કહેલા દોષથી રહિત અને ગુણથી સહિત થવાથી જેને કેવલ મહાસમૃદ્ધિવાળું તપ કહેવામાં આવે છે તે થાય છે.

બહુ કહેવાથી શું ?—

**यन्मां पृच्छसि राजेन्द्र संक्षेपात्तद्ब्रवीमि ते ।**
**एतत्पापहरं शुद्धं जन्ममृत्युजरापहम् ॥३३॥**

અર્થ—હે રાજેન્દ્ર ! તું જે મને પૂછે છે; તે પાપ હરણ કરનાર શુદ્ધ; જન્મ, મરણ ને વૃદ્ધત્વનો નાશ કરનાર છે તે તુને સંક્ષેપથી—ટુંકામાં કહું છું.

તે શું ? તો કહે છે—

**इन्द्रियेभ्यश्च पञ्चभ्यो मनसश्चैव भारत ।**
**अतीतानागतेभ्यश्च मुक्तश्चेत्स सुखी भवेत् ॥३४॥**

અર્થ—પાંચ ઇન્દ્રિયો અને છટ્ઠું મન તથા ભૂત અને ભવિષ્યથી જે મુક્ત છે તે હે રાજા સુખી થાય છે.

વિવરણ—પાંચ જ્ઞાનેન્દ્રિયો ચક્ષુ, શ્રોત્ર ત્વક્, રસના, નાસિકા તેના અનુક્રમે પાંચ વિષયો રૂપ, શબ્દ, સ્પર્શ, રસ ને ગંધ તથા છઠું મન અને ભૂતકાળ તથા ભવિષ્યકાળના બનાવોનું ચિંતન એ આઠ પ્રકારના પ્રમાદને ઉત્પન્ન કરનાર છે. તેનાથી જે મુક્ત તે સુખી થાય છે.

એમ કહ્યું ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યો.

**धृतराष्ट्र उवाच—ધૃતરાષ્ટ્ર—બોલ્યો—કહે છે.**

**आख्यानपञ्चमैर्वेदैर्भूयिष्ठं कथ्यते जनः ।**
**तथा चान्ये चतुर्वेदा त्रिवेदाश्च तथा परे ॥३५॥**
**द्विवेदाश्चैकवेदाश्च अनृचश्च तथापरे ।**
**एतेषु मेऽधिकं ब्रूहि यमहं वेद ब्राह्मणम् ॥३६॥**

અર્થ—હે મહાત્મા ઇતિહાસ અને પુરાણ તથા વેદોમાં પર-

આત્માને બહુ રૂપે કહેલ છે. વળી બીજા ચતુર્વેદીઓ ચાર વેદ્ય ( જાણુ-વા યોગ્ય વસ્તુ ) નું પ્રતિપાદન કરે છે. ત્રિવેદીઓ ત્રણુ વેદ્યનું, દ્વિવેદીઓ બે વેદ્યનું, એકવેદીઓ એક વેદ્યનું પ્રતિપાદન કરનારા છે તથા અનૂચવાદીઓ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તેઓમાંથી જે શ્રેષ્ઠ હોય તે મને કહો કે હું જેને બ્રાહ્મણુ–બ્રહ્મનિષ્ઠ જાણું,

વિવરણુ—आख्यानं पुराणं पंचमं येषां वेदानां ते आख्यानपंचमाः। આખ્યાન અને પુરાણુ પાંચમાં છે જેમાં તેવા વેદો તે આખ્યાન પાંચમ. છાન્દોગ્યમાં પણુ કહે છે કે इतिहास पुराणं पंचमम् ॥ ઇતિહાસ અને પુરાણુ એ પંચમ છે. તેમાં અને વેદમાં પરમાત્માનું બહુ રૂપે વર્ણુન કરેલું છે. તે વાત ધૃતરાષ્ટ્ર કહે છે–કે જ્યારે હું વેદનું અધ્યયન કરતો હતો ત્યારે તેમાંથી મેં અનેક વેદ્યો જાણેલાં છે. તે સર્વમાંથી શ્રેષ્ઠ વેદ્ય કહ્યું છે તે મને કહો. ચાર વેદ, ઇતિહાસ, પુરાણાદિમાં તો सर्वं खल्विदं ब्रह्म આ સર્વ સર્વથા પરબ્રહ્મરૂપ છે. આ સર્વ જગત્ બ્રહ્મ રૂપ છે पुरुष एवेदं सर्वम् આ સર્વ પુરૂષરૂપ છે. ઇત્યાદિક વચ.વડે નામ તથા રૂપાદિક પ્રપંચ કરતા વધારે શ્રેષ્ઠ એવા ભૂમા પરમાત્મા રૂપ છે. તેજ સ્થાવર જંગમ જગત્ રૂપે થયા છે. એમ કહે છે. ચતુર્વેદો ચારવેદ્ય કહે છે (૧) શરીર પુરૂષ (૨) છંદ પુરૂષ ( ચાર વેદાત્મક પુરૂષ ) (૩) વેદ પુરૂષ ( કર્મમાં વિનિયોગ કરનારા બ્રાહ્મણુ ગ્રંથો ) (૪) મહાપુરૂષ. ત્રિવેદીઓ (૧) ક્ષર ( કાર્ય ) (૨) અક્ષર (કારણુ) (૩) ઉત્તમ પુરૂષ એમ ત્રણુ તત્ત્વને વેદ્ય જણાવે છે. શ્રુતિ પણુ કહે છે કે क्षरं प्रधानं अमृताक्षरं हरः क्षरात्मनाविशते देव एकः । પ્રધાન નાશવંત છે અને કૂટસ્થ જીવ અક્ષર છે. તે બન્નેને એક ઇશ્વર પોતાને તાબે રાખે છે. વળી ત્રણુ વેદ્યના સમ્બન્ધમાં ભગવદ્ ગીતામાં પણુ કહ્યું છે કે—क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते । उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥ સર્વ પ્રાણીઓ ક્ષર એટલે નાશવંત છે કૂટસ્થ અક્ષર કહેવાય છે અને ઉત્તમ પુરૂષ જે આ બેઉથી ભિન્ન છે તે પરમાત્મા કહેવાય છે. દ્વિવેદો કહે છે કે--द्वेब्रह्मणी वेदितव्ये शब्द

ब्रह्म परं च यत् । બે બ્રહ્મ જાણવા યોગ્ય છે શબ્દ બ્રહ્મ અને પરબ્રહ્મ. વાચ્ય (અર્થ) તથા વાચક (શબ્દ) તેનો અભેદ સમ્બન્ધ હોવાથી આ શ્રુતિમાં શબ્દ બ્રહ્મવડે નામ રૂપાત્મક સર્વ પ્રપંચ કહેલો છે અને પરબ્રહ્મ તેનાથી રહિત છે. એકવેદો પણ કહે છે કે—एकधैवानुद्रष्टव्यं नेह नानास्ति किंचन । એક પ્રકારેજ દૃષ્ટિ કરવી; અહીં અનેક વસ્તુ કાંઇ પણ નથી. આ રીતે એકજ વસ્તુ વેદ્ય છે ऋक् કહેતાં જે ઇશ્વર તેને જેઓ જગતથી ભિન્ન માનતા નથી. તે અનૃચ એટલે બ્રહ્માદ્વૈતવાદીઓ છે તેઓ એક બ્રહ્મ સિવાય બીજું વેદ્ય નથી એમ કહે છે. એક વેદ્ય વાદીઓ જ્યારે સમાધિમાં હોય છે ત્યારે અભેદ જુએ છે. પણ વ્યુત્થાન કાળમાં–વ્યવહાર દશામાં દ્વૈત જુએ છે ત્યારે અનૃચ વાદીઓને બેઉ દશામાં અદ્વૈત ભાવજ હોય છે. આ છએમાંથી એવો કોણ તત્વવેત્તા છે કે જેને હું બ્રહ્મવેત્તા જાણું. આ છએ પક્ષોમાં પ્રથમ પક્ષ વિશેષણ, વિશેષ યુક્ત અદ્વૈત પક્ષ છે. બીજો સાંખ્યો અને મીમાંસકોનો નિરીશ્વર પક્ષ છે ત્રીજો પક્ષ જીવ, ઇશ્વર અને જગત્ એમ ત્રણ ભેદ માનનાર પાતંજલોનો છે. ચોથો પક્ષ કાર્ય રૂપે ભેદ અને કારણ રૂપે અભેદને સત્ય માનનારા ઉડુલોમનોનો છે. તેઓ કાર્ય રૂપે ભેદને પણ ખરો માને છે અને કારણ રૂપે અભેદને પણ સાચો માને છે. સુવર્ણમાંથી બનાવેલાં કડાં કુંડળ આદિ રૂપે ભેદ પણ ખરો છે અને સુવર્ણ રૂપે તે બધામાં અભેદ પણ ખરોજ. કાર્ય રૂપે જગતમાં ભેદ પણ છે અને કારણ રૂપે બ્રહ્મ જોઇએ તો અભેદ પણ સત્ય છે પાંચમો પક્ષ એક વેદ્યનો છે તેમાં કિંચિત બાધ કરવા યોગ્ય અનિર્વચનીય એવું વ્યવહારિક દ્વૈત તો છે જ. પરંતુ તે દ્વૈત પ્રાપ્તિ ભાસિક ( થોડા સમયમાં મટી જનારા રજ્જુમાં પ્રતીત થતા સર્પાદિકની પેઠે ક્ષણવારમાં નાશ પામનારૂં ) નથી પરંતુ તે વિલક્ષણ છે. અને છેક મોક્ષ થતાં સુધી અબાધ્ય ( મટાડી શકાય નહિ તેવું ) છે. અનૃચ વાદીઓનો છઠ્ઠો પક્ષ છે તે દૃષ્ટિ સૃષ્ટિ વાદને અનુસરનારા છે. જેમ રજ્જુમાં સર્પ અને માળાની કલ્પના કરવામાં

આવે છે તેમજ આત્મામાં પણ જાગ્રત અને સ્વપ્ન સમાન સત્તાથીજ કલ્પી કાઢેલાં છે એમ માને છે.

अध्यारोपापवादाभ्यां निष्प्रपंचः प्रपंच्यते । પ્રપંચ રહિત પરમાત્મામાં પ્રથમ જગતનો અધ્યારોપ અને પછી તેનો અપવાદ કરીને, પ્રપંચ રહિત પરમાત્માનું વિવેચન કરવામાં આવે છે. એ વેદાન્તોક્ત ન્યાય પ્રમાણે પહેલા ચાર પક્ષમાં અધ્યારોપ દૃષ્ટિદ્વારા વ્યવહારના પારમાર્થિક પણાનો ઉપન્યાસ કરવામાં આવ્યો છે. છેવટના પક્ષમાં અપવાદ દૃષ્ટિ દ્વારા વ્યવહારને મિથ્યા માનવામાં આવ્યો છે. અને એક વેદને માનનારાના મતમાં અનિર્વચનીય એવી વ્યામિશ્ર દૃષ્ટિ માનવામાં આવી છે. આ રીતે અધ્યારોપ દૃષ્ટિ, અપવાદ દૃષ્ટિ, અને વ્યામિશ્ર દૃષ્ટિ એમ ત્રણ પ્રકારની દૃષ્ટિના આધારે શાસ્ત્રની પ્રવૃત્તિ થયેલી છે.

ભગવાન્ વેદવ્યાસ ઇશ્વરનું પરિણામીપણું દર્શાવતાં કહે છે કે— आत्मकृतेः परिणामात् ॥ પરમાત્મા પોતે પ્રથમ સિદ્ધ હતા તે જગત રૂપે પરિણામ પામ્યા. જે સમયે બ્રહ્મમાં જગતનો અધ્યારોપ કરવામાં આવે છે તે સમયે પરિણામ દૃષ્ટિની સૂચના કરેલી છે. પરિણામ દૃષ્ટિનો અર્થ એવો છે કે સોનુ જેમ કુંડળ રૂપે પરિણામ પામે છે તેમજ બ્રહ્મ જગત્ રૂપે પરિણામ પામે છે. તેમ શ્રુતિમાં પણ કહ્યુ છે કે—तदात्मानं स्वयमकुरुत सत्यं चानृतं च सत्यमभवत् ॥ તે વખત પરમાત્માએ પોતે પોતાના આત્માને જગત્ રૂપે કર્યો. વળી તે સત્ય કહેતાં જાગ્રત અવસ્થા વગેરે તથા રજ્જુ વગેરે અને અસત્ય કહેતાં સ્વપ્ન તથા દોરડીમાં સર્પની ભ્રાન્તિ વિગેરે પ્રાતિભાસિક, એમ બન્ને રૂપે પોતે સત્ય ( ત્રિકાલા બાધ્ય બ્રહ્મ ) જ થયા છે. તેમજ સૃષ્ટિનું વૈચિત્ર્ય બતાવતાં પણ મહર્ષિ વ્યાસ કહે છે કે—आत्मनि चैवं विचित्राश्च हि ॥ સ્વપ્ન વખતે નિદ્રામાં તથા જાગ્રદવસ્થામાં, માયા, ઇન્દ્રજાલ, ઝાંઝવાનાં પાણી વિગેરે ઘણીજ પ્રસિદ્ધ અને વિચિત્ર એવી અનેક સૃષ્ટિઓ આત્મામાં જોવામાં આવે છે. તે સર્વ સૃષ્ટિઓ નથી એમ

પણ કહી શકાતું નથી. કારણ કે આપણે તે સૃષ્ટિઓનો અનુભવ કરીએ છીએ. તેમ જ્ઞાન પછી તુરત તેનો નાશ થઇ જાય છે. તેથી તે સત્ય છે એમ પણ કહી શકાતું નથી. એમજ પરબ્રહ્મમાં પણ વિચિત્ર અને અનિર્વચનીય એવી અનેક સૃષ્ટિ થયા કરે છે. અહિં જગતનું અનિર્વચનીયપણું દર્શાવતાં શ્રુતિ કહે છે કે—को अद्धा वेद क इह प्रवोचत् कुत आजाताकृत इयं विसृष्टिः ॥ તેને સાક્ષાત્ કોણ જાણે છે ? તેનું પ્રવચન કોણ કરી શકે છે ? આ સૃષ્ટિ કયાંથી ઉત્પન્ન થઇ ? તેને કોણે રચી ? અર્થાત્ જગતને કોઇ જાણતો નથી. તેમ તેનું વર્ણન પણ કોઈ કરી શકતો નથી આનું નામ વ્યામિશ્ર દૃષ્ટિ છે.

હવે ભગવાન બાદરાયણ નીચેના સૂત્રમાં અપવાદ દૃષ્ટિનું વર્ણન કરે છે—आह च तन्मात्रम् ॥ શ્રુતિ કહે છે કે પરમાત્મા ચૈતન્ય રૂપે રહેલા છે અર્થાત્ રૂપાન્તરથી રહિત નિર્વિશેષ રૂપ છે. શ્રુતિ પણ કહે છે કે स यथासैंधवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्मानन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव ॥ (બૃહદારણ્યક) તે સિંધાલુણનો કટકો જેમ બહારના તથા અંદરના ભાગમાં લવણ રૂપજ હોય છે. તેમ પરમાત્મા પણ બહાર તથા અંદર એમ સર્વ ઠેકાણે ચૈતન્ય ઘનજ છે. પાણીમાં સિન્ધાલુણનો કટકો નાખ્યો હોય તો તે જેમ પોતાના ઉપાદાન કારણભૂત પાણીમાં ઓગળી જાય છે અર્થાત્ તેમાં સમાઇ જાય છે. તેમ ન હોય તો લોટાના પાણીમાં બીજું પાણી નાંખવાથી જેમ તેમાં વધારો થાય છે તેમજ સમુદ્રાદિના પાણીમાં પણ વધારો થવો જોઇએ. પરંતુ એવો વધારો થતો નથી. કેમકે તે કાર્યરૂપ અને કારણરૂપ એમ ઉભય રૂપથી રહિત કેવળ રસની તન્માત્રારૂપે પાણીમાં સ્પષ્ટ દેખાય છે. એમજ કાર્ય કારણાત્મક ઉભય રૂપથી રહિત આ પ્રપંચ પણ સમાધિમાં કેવળ પરબ્રહ્મ રૂપેજ જણાય છે.

ઉપર પ્રમાણે ત્રણ દૃષ્ટિ રૂપે મનુષ્યોને પરબ્રહ્મનો ઉપદેશ કરવા માટે ભગવાન્ વેદવ્યાસે શારીરક સૂત્રમાં વિવેચન કર્યું છે અને તેનો વિસ્તાર સંક્ષેપ શારીરકમાં આ પ્રમાણે છે—

आरोपदृष्टिरपवादकदृष्टिरेवं
व्यामिश्रदृष्टिरिति दृष्टिविभागमेनम् ।
संग्राह्य सूत्रकृदयं पुरुषं मुमुक्षुं
सम्यक् प्रबोधयितुमुत्सहते क्रमेण ॥

અર્થ—સૂત્રકાર ભગવાન્ વેદવ્યાસ મુમુક્ષુ પુરૂષને પરમાત્માના સત્ય સ્વરૂપનો ઉપદેશ કરવા માટે આરોપ દૃષ્ટિ, અપવાદ દૃષ્ટિ અને વ્યામિશ્ર દૃષ્ટિ એમ ત્રણ પ્રકારની દૃષ્ટિ કહેવાનો ક્રમવાર આરંભ કરે છે.

आरोपदृष्टिरुदिता परिणामदृष्टि-
र्द्वैतोपशान्तिरपवादकदृष्टिरन्त्या ।
मध्ये विवर्तविषया द्वयमिश्रदृष्टि-
र्व्यामिश्रदृष्टिरधरोत्तरभूमिभावात् ॥

અર્થ—આરોપ દૃષ્ટિનેજ પરિણામ દૃષ્ટિ કહેલી છે. અર્થાત્ બ્રહ્મમાં પ્રપંચનો અધ્યારોપ કરીને તે દૃષ્ટિદ્વારા પરબ્રહ્મને પ્રપંચાત્મક રૂપે જાણવા તે. છેલ્લી અપવાદદૃષ્ટિ કહેલી છે. એમાં સર્વ દ્વૈત ભાવની શાન્તિ થઇ જાય છે. અને અદ્વૈત એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. અને મધ્ય ભાગમાં આરોપ તથા અપવાદ એમ બન્ને દૃષ્ટિએથી મિશ્ર એવી વ્યામિશ્ર દૃષ્ટિ કહેલી છે. અર્થાત્ પરબ્રહ્મમાં પ્રથમ જગતનો આરોપ કરવામાં આવે છે. અને પછી તુરતજ તેનો અપવાદ કરવામાં આવે છે. આમ ઉભય વિચારાત્મક હોવાથી તે વ્યામિશ્ર દૃષ્ટિ કહેવાય છે. તેમાં આરોપ દૃષ્ટિ અધમ, વ્યામિશ્ર દૃષ્ટિ મધ્યમ અને અપવાદ દૃષ્ટિ ઉત્તમ કહેવાય છે.

तत्वावेदकमानदृष्टिरधमा तत्त्वक्षतिर्मध्यमा
तत्त्वप्रच्युतिविभ्रमक्षतिकरी तत्रान्त्य दृष्टिर्मता ।

**जीवैकत्वपृथक्त्वभेदगतितो व्यामिश्रदृष्टिर्द्विधा**
**भिन्ना तत्र च पूर्वं पूर्वं [illegible] दृष्ट्योर्ध्वलब्धिर्भवेत् ॥**

**અર્થ**—આરોપ દૃષ્ટિ પ્રત્યક્ષાદિક પ્રમાણો દ્વારા બ્રહ્મનું જ્ઞાન કરાવનારી હોવાથી અધમ છે કારણ કે તે અવિવેકાદિકથી ભરપૂર એવા સાધારણ પુરૂષોથી જણાય તેવી, પુરૂષાર્થમાં અનુપયોગી, અનર્થ કરનારી, અને દેહાદિક મિથ્યા પદાર્થને સત્ય જણાવનારી છે. વ્યામિશ્ર દૃષ્ટિ પ્રપંચના સત્યપણાનો નાશ કરનારી હોવાથી મધ્યમ ગણાય છે. કારણ કે તે જગતનું મિથ્યાપણું સિદ્ધ કરે છે. વળી બ્રહ્મ વિચાર કરવામાં ઉપયોગી એવી તે વિવર્તદૃષ્ટિ વિવેક તથા શમ દમાદિ વાળા પુરૂષોને આધારે રહેલી છે. પરંપરાએ મોક્ષમાં ઉપયોગી થઇ પડે છે. તથા આત્મતત્વનું જ્ઞાન કરાવે છે. અપવાદ દૃષ્ટિ ઉત્તમ ગણાય છે. કારણ કે તે પ્રપંચનું સત્યપણું દૂર કરનારી છે, બ્રહ્મમાં પ્રપંચનો ભ્રમ ઉત્પન્ન કરનારી વિવર્તદૃષ્ટિનો નાશ કરનારી છે. ઉત્તમ વિવેકી પુરૂષનો આશ્રય કરીને રહેલી છે. દ્વૈત માત્રના ભ્રમને દૂર કરીને સાક્ષાત્ મોક્ષના સાધન રૂપ છે. તેને લીધે નિરતિશય આનંદ સ્વરૂપ પરમાત્માને જણાવનારી છે. તે દૃષ્ટિઓમાં વ્યામિશ્ર દૃષ્ટિના બે ભેદ છે. એક એક જીવવાદી અને બીજો બહુ જીવવાદી. એક જીવવાદીઓ કહે છે કે હું એકજ સર્વ કાર્યો અને કારણોનો સાક્ષી છું. અવિદ્યાથી મુક્ત, અમુક્ત, જ્ઞાની, અજ્ઞાની, અનેક જીવ અનેક ઇશ એમ કલ્પી કાઢેલું છે. આ જગત્ અનેક રૂપે જોવામાં આવે છે. અને મને એકને જ્ઞાન થવાથી તે સર્વ જગત્ પાછું શાન્ત પડી જાય છે. ત્યારે બહુ જીવ વાદીઓ કહે છે કે જીવો અસંખ્ય થાય છે અને તેઓ ક્રમે કરીને મુમુક્ષુઓ થાય છે. અને સંસારમાંથી છૂટવાનો માર્ગ પણ અનાદિ અને અનન્ત છે. આ ત્રણે દૃષ્ટિમાંથી પૂર્વ પૂર્વ દૃષ્ટિનો જેમ લય થતો જાય તેમ તેમ પછીની દૃષ્ટિનો લાભ થતો જાય છે.

**पारेणाम [illegible]द्दिमुपमृद्य पुमान् [illegible] विवर्तमतिम् ।**
**उपमृद्य तामपि पदार्थधिया परिपूर्णदृष्टिमुपसर्पति सः ॥**

અર્થ—વિવેકી પુરૂષ પરિણામ દૃષ્ટિનો લય કરીને પછી વિવર્ત દૃષ્ટિને પ્રાપ્ત કરે છે. અને તત્ત્વ વસ્તુના જ્ઞાનથી તે વિવર્ત દૃષ્ટિનો પણ લય કરીને પરિપૂર્ણ દૃષ્ટિને અર્થાત્ શુદ્ધ એવા તત્ અને ત્વં પદાર્થોનો નિશ્ચય કરીને પ્રપંચ રહિત એવી પરબ્રહ્મ રૂપી અભેદ દૃષ્ટિને પ્રાપ્ત કરે છે.

**अथ शब्दसूचितमुमुक्षुरिमं खलुदृष्टिभेदमुदितक्रमतः ।**
**उपढौकते विगलिताखिलधीरवतिष्ठते निजमहिम्नि ततः ॥**

અર્થ—अथातो ब्रह्म जिज्ञासा એ સૂત્રમાં રહેલ अथ શબ્દનો અર્થ સાધન ચતુષ્ટય પછી એમ કરેલો છે. એટલે તેનાથી સૂચિત વિવેક, વૈરાગ્ય, શમાદિ સંપતિ અને મુમુક્ષુતા એ ગુણ સંપન્ન શ્રવણાધિકારી મુમુક્ષુ પુરૂષ ઉક્ત ત્રણે દૃષ્ટિને ક્રમવાર પ્રાપ્ત કરે છે. એટલે આરોપ દૃષ્ટિ ઉલ્લંઘીને વિવર્ત દૃષ્ટિને પ્રાપ્ત કરે છે. ત્યારે તેનીં પ્રપંચાત્મક સર્વ બુદ્ધિ નાશ પામે છે અને તે પોતાના આત્મ સ્વરૂપમાં સ્થિતિ કરે છે.

**परिणाम इत्यथ विवर्त इति बहवोऽहमेव च मुमुक्षुरिति ।**
**परिपुष्कलं च परमं पदमित्यवगत्य तिष्ठति महिम्नि निजे ॥**

અર્થ—મુમુક્ષુ પુરૂષ પ્રથમ સૃષ્ટિ સમર્થક વાક્યો એટલે यतोवा इमानि भूतानि जायंते ।જેથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે. येन जातानि जीवन्ति । જેના વડે ઉત્પન્ન થએલાં જીવે છે. આવાં વાક્યો ઉપરથી એમ વિચાર કરે છે કે જેમ ઘડા, કુંડાં, કથરોટ, હાલ્લાં, લોટકા વગેરેમાં ઉપાદાન કારણ માટી છે. તેમ બ્રહ્મ પણ આ

જગતનું ઉપાદાન કારણ છે. એમ સમજીને બ્રહ્મમાં જગતનો આરોપ કરે છે. પરંતુ તે પછી જ્યારે सर्वं खल्विदंब्रह्म । नेह नानास्ति किंचन । આ સર્વ બ્રહ્મ રૂપજ છે. તેના વિના બીજું નાના પ્રકારનું કાંઇ નથી. वाचारंभणो विकारो नामधेयं मृत्तिकैव सत्यम् । વાણી વડે જે નામ બોલાય છે તે વિકાર રૂપ છે. પરંતુ એક માટીજ સત્ય છે વિગેરે નિષેધ વાક્યો એટલે બ્રહ્મ જગત રૂપ નથી એવાં વાકયોના અર્થનું અવલોકન કરે છે. ત્યારે સૃષ્ટિ પ્રતિપાદક વાકયો વિવર્ત રૂપે એટલે છીપમાં જેમ રૂપાનો મિથ્યા ભ્રમ થાય છે તેમ બ્રહ્મમાં જગતનો મિથ્યા ભ્રમ થયો છે એમ જણાય છે. બ્રહ્મમાં જગતની આરોપ બુદ્ધિ કર્યા વિના વિવર્ત બુદ્ધિનો નિશ્ચય થઇ શકતો નથી. કારણ કે જેને વિષે જે વસ્તુનું જ્ઞાન થયું હોય તે વસ્તુમાંજ તે વસ્તુનો નિષેધ કર્યો હોય તોજ તેનું મિથ્યાપણું સ્પષ્ટ સમજાય છે. એટલા માટે પ્રથમ બ્રહ્મમાં પ્રપંચની આસક્તિ રૂપ આરોપ બુદ્ધિ કરવાની જરૂર છે. એ પરબ્રહ્મથી પ્રપંચ વિવર્ત રૂપે પરિણામ પામે છે એવી બુદ્ધિ કર્યા વિના શુદ્ધ આત્મ તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી. તેથી પરિણામ અને વિવર્ત એ બન્ને દષ્ટિના જ્ઞાનની આવશ્યકતા હોવાથી પ્રથમ તે બન્ને દષ્ટિઓ દર્શાવેલી છે. તેમાં વિવર્ત બુદ્ધિના એક જીવવાદ અને બહુ જીવવાદ એવા બે ભેદ છે, તે બન્નેને યથાર્થ રીતે જાણ્યા પછી મુમુક્ષુ આત્મ સ્વરૂપમાં સ્થિતિ કરે છે.

**परिणामधियो विवर्तधीरपवादात्मतया व्यवस्थिता ।**
**सकलद्वयमर्दिनीं धियं प्रति सारोपगिराऽभिधीयते ॥**

અર્થ—છીપમાં રૂપાનું જ્ઞાન અને રજ્જુમાં સર્પનું ભાન થાય તે વિવર્ત બુદ્ધિ; પરબ્રહ્મજ જગત્ રૂપે થયા છે એવી પરિણામ બુદ્ધિનો નાશ કરનારી છે. અને દ્વૈત માત્રનો નાશ કરનારી અપવાદ દષ્ટિ ( બ્રહ્મ વિના બીજું કાંઇ નથી એવી દષ્ટિ ) વિવર્ત દષ્ટિનો એટલે ભ્રાન્તિનો નાશ કરે છે.

**उभयव्यतिमिश्ररूपतां भजते तेन विवर्तधीरियम् ।**
**[illegible]ः पुनर्व्यतिमिश्रीभवनं न विद्यते ॥**

**અર્થ**—બ્રહ્મમાં પ્રપંચનો સંસર્ગ છે એવી આરંભની આરોપ દૃષ્ટિ વડે અને બ્રહ્મ પ્રપંચ રહિત શુદ્ધ તત્ત્વ રૂપ છે એવી અંતની અપવાદ દૃષ્ટિ વડે મિશ્ર હોવાથી વિવર્ત દૃષ્ટિ વ્યામિશ્ર દૃષ્ટિ કહેવાય છે. પરંતુ આદિ અને અંતની દૃષ્ટિઓમાં મિશ્ર ભાવ નથી. કારણ કે જ્યારે આરંભની દૃષ્ટિ બ્રહ્મમાં પ્રપંચનો આરોપ કરે છે ત્યારે અપવાદ દૃષ્ટિ દ્વૈતમાત્રનો નિષેધ કરીને એક બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે.

**कृपणधीः परिणाममुदीक्षते क्षपितकल्मषधीस्तु विवर्तताम् ।**
**स्थिरमतिः पुरुषः पुनरीक्षते व्यपगत द्वितीयं परमं पदम् ॥**

**અર્થ**—કૃપણ બુદ્ધિવાળો પુરૂષ પરિણામ દૃષ્ટિથી જુએ છે. અર્થાત્ જેની બુદ્ધિ પ્રપંચથી વિરક્ત થઇ નથી એવો પુરૂષ આ સર્વ પ્રપંચ બ્રહ્મનું સત્ય પરિણામ છે હું પણ વસ્તુતાએ કર્તા ભોક્તા છું. તેનીજ આરાધના કરીને તેની કૃપાથી શ્રેયને પામીશ. એમ જાણે છે. અને જેની બુદ્ધિના પાપ ક્ષીણ થયાં છે એવો પુરૂષ સંસારથી વિરક્ત થઇને બ્રહ્મ પ્રતિપાદક શાસ્ત્રોનું શ્રવણ કરીને, સંસારને વિવર્ત રૂપે જાણે છે. શ્રવણ તથા મનનથી જેની બુદ્ધિ સ્થિર થયેલી છે એવો પુરૂષ અપવાદ દૃષ્ટિ વડે જેમાંથી સર્વ દ્વૈતભાવ ટળી ગયો છે એવા શુદ્ધ પરમપદને જાણે છે:

**पुरुषभेदवशात् त्रिविधा भवेत् क्षपित कल्मषधीरपि मध्यमा ।**
**जगदनेकमुमुक्षुमीक्षते पुरुष एकतरो न तथेतरः ॥**

**અર્થ**—બુદ્ધિ દોષનો નાશ કરનાર મધ્યમ બુદ્ધિ એટલે વિવર્ત બુદ્ધિ ઉત્તમ મધ્મ ને કનિષ્ટ એવા અધિકારના ભેદને લઇને અનેક

પ્રકારની થાય છે. જગતમાં અનેક જીવવાદી અનેક અધિકારી જીવોને માને છે ત્યારે બીજો પક્ષ એકજ જીવને અધિકારી માને છે.

इतितु केचिदुशन्ति महाधियस्तदपि संभवतीति न दुष्यति ।
इह तु सूत्रकृताथ गिरोदितः पुरुष एकविधस्त्रिविधो न तु ॥

અર્થ—ભિન્ન ભિન્ન દૃષ્ટિના ભિન્ન ભિન્ન અધિકારીઓ છે. આમ કેટલાએક મહા બુદ્ધિશાળી કહે છે. પરંતુ તે વાત સંભવતી નથી. કેમકે તેમ કહેવામાં દોષ આવે છે. ભગવાન્ સૂત્રકાર વેદવ્યાસેજ अथातो ब्रह्म जिज्ञासा ॥ એ પ્રથમ સૂત્રમાં અથ શબ્દથી મુમુક્ષુ એવો એકજ પુરૂષ અધિકારી કહ્યો છે. ત્રણ પ્રકારનો કહ્યો નથી.

तिसृषु भूमिषु तस्य च तिष्ठतः क्रमवशात्स्वयमुत्तमभूमिका ॥
समुपसर्पति तत्र च तिष्ठतः स उपशाम्यति कारणकार्यधीः ॥

અર્થ—અધિકારી પુરૂષ ત્રણેય દૃષ્ટિનો અનુભવ કરે છે. અને ક્રમે ક્રમે પોતાની ઉત્તમ ભૂમિકામાં જાય છે. ત્યાં સ્થિતિ કર્યા પછી તેની કાર્ય કારણ રૂપી બુદ્ધિ નાશ પામી જાય છે.

श्रुतिवचांसि मुनिस्मरणानि च द्वयविशारदगीरपि सर्वशः ॥
त्रयमपेक्ष्य दशात्रितयंविना नहि घटामुपयान्ति कदाचन ॥

અર્થ—બ્રહ્મને વિષે જગતનો આરોપ કરનારાં તથા નિષેધ કરનારાં શ્રુતિ વચનો તથા સૂત્રકાર અને ભાષ્યકારની વાણી; એ ત્રણેની દૃષ્ટિ એકજ અધિકારીમાં હોઇ શકે. કેમકે એક અધિકારીની ત્રણ અવસ્થા વિના ઉક્ત વ્યવસ્થા કોઇ પણ રીતે ઘટી શકે નહિ.

सनत्सुजात उवाच—સનત્સુજાતબોલ્યા—કહે છે.

एकवेदस्य चाज्ञानाद्वेदास्ते बहवोऽभवन् ।
सत्यस्यैकस्य राजेन्द्र सत्ये कश्चिदवस्थितः ॥३७॥

અર્થ— હે રાજેન્દ્ર ! એક બ્રહ્મ વેદ્યના—જાણુવા લાયકના—અજ્ઞાનથી તારે ઘણાં વેદ્ય—જાણુવાની કલ્પના કરવી પડે છે—સત્ય તો એકજ છે. અને કોઇ વિરલ હોય છે- ૩૭.

વિવરણુ—જે સ્વભાવિક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મમાં સ્થિત થએલ છે તેજ બ્રાહ્મણુ છે. એ સિદ્ધ કર્યા પછી તેનાથી જૂદું સર્વ અજ્ઞાન સ્વરૂપ છે તે બતાવે છે. એક વેદનું—જાણુવા લાયક इदं રૂપ અને अनिदं રૂપ. જાણુવા યોગ્ય રૂપ તે વેદ. અર્થાત્ એક અદ્વિતીય સંવિદ્ રૂપને જાણુવું તે. તે એક બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાનથી ઋગાદિ વેદો બહુ થયા. અત્ર રૂગાદિ વેદો તેની સિદ્ધિને માટે વિચાર કરે છે. એમ વેદ વાખ્યાન થયું. અથવા સદ્ભાવને જે સાધે છે તે વેદ, જે જાણુવાના સાધન રૂપ થાય છે તે વેદ, અગર, વેદને આધીન આત્મ લાભ થાય છે તે વેદ, બ્રહ્મને આત્મ રૂપ સમજાવવામાં જે હેતુ તે વેદ, विद् विचारणे विद् सत्तायाम् विद ज्ञाने, विद्लृ लाभे, આટલા ધાતુના અર્થો છે. તેથી વેદો એમ કહેવાય છે. તો વેદ એક સ્વરૂપ છે એમ કેમ કહેવાય, તો જવાબ આપે છે सत्यंज्ञानमनन्तं ब्रह्म ॥ બ્રહ્મ સત્ય જ્ઞાન અને અનન્ત રૂપ છે. એમ શ્રુતિ કહે છે. તેથી સત્ય એક સ્વરૂપ બ્રહ્મના અજ્ઞાનથી બહુ વ્યાખ્યાન કરેલ છે. સર્વ વેદો તેના દર્શનમાં હેતુ છે. હે રાજા તું એમ જાણી સત્ય બ્રહ્મમાં સ્થિર થયો છે ? કોઇકજ સત્યમાં સ્થિર થાય છે.

ઉપર કહ્યા મુજબ અનેક પક્ષો કહ્યા પછી સિદ્ધાન્ત પક્ષ બતાવે છે. એક બ્રહ્મજ વેદ્ય છે. તે સત્ય એટલે ત્રણે કાલમાં અબાધિત છે. તેને જાણુવા સારૂ બીજાં ઘણાં બ્રહ્મ ઉપાસ્ય તરીકે કલ્પવામાં આવેલ છે. છેવટ સત્ય વસ્તુને સમજાવતી વખત શ્રુતિ પોતેજ તેનું અબ્રહ્મપણું પ્રતિપાદન કરે છે. यन्मनसा न मनुते येनाहु र्मनो मतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदंयदिदमुपासते ॥ જેને મન વિચારી શકતું નથી, પણુ મન જેના વડે વિચાર કરી શકે છે તેજ તું બ્રહ્મ જાણુ. પણુ જેની

તું ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી. આ રીતે વેદમાં બ્રહ્મનું સ્વરૂપ વર્ણવ્યું છે. પણ તેને કોઇકજ સમજે છે. કારણ કે બ્રહ્મમાં સ્થિતિ કરવી એ દુર્ઘટ વાત છે. શ્રુતિ પણ કહે છે કે આ જગત્ અજ્ઞાનનું કાર્ય છે. तुच्छेनाऽभ्वपिहितं यदासीत् तमसस्तन्महिनाऽजायतैकम् ॥ જે તુચ્છવડે-માયાવડે ઢંકાએલું છે તે અજ્ઞાનના મહાત્મ્ય વડે એક અનેક થાય છે અર્થાત્ સત્યસ્વરૂપ બ્રહ્મ ન જણાયાથી પ્રપંચરૂપે જણાય છે.

ફરીને પણ મારાં વચનો સાંભળ—

**य एनं वेद तत्सत्यं प्राज्ञो भवति नित्यदा ।**
**दानमध्ययनं यज्ञो लोभादेव प्रवर्तते ॥३८॥**

અર્થ—જે એને ( પરમાત્માને ) જાણે છે તે સત્ય. નિત્ય દાન કરનારાઓ બુદ્ધિમાન્ માને છે. પણ દાન, અધ્યયન અને યજ્ઞો તો લોભથી કરવામાં આવે છે. ૩૮.

શા માટે એમ કરવામાં આવે છે ને ન કરે તો શું થાય તે સાંભળ—

**सत्यात्प्रच्यवमानानां संकल्पा वितथाभवन् ।**
**ततः कर्म प्रतायेत सत्यस्यानवधारणात् ॥३९॥**

અર્થ—સત્યથી પડેલા લોકોના સંકલ્પો પણ વ્યર્થ હોય છે. તેઓ સત્યને જાણતા નથી તેથી તેમનાં યજ્ઞાદિ કર્મો પણ વિસ્તાર વાળાં થાય છે. ૩૯.

વિવરણ—સત્ય જ્ઞાનાદિ લક્ષણવાળા બ્રહ્મથી ચ્યુત થએલા, જેમણે સ્વાભાવિક બ્રહ્મ ભાગ ત્યાગી દીધો છે એવા અનાત્મવિદો-દેહનેજ આત્મા માનનારાઓના સંકલ્પો વ્યર્થ થાય છે. સત્યાદિ સ્વાભાવિક સંકલ્પ સિદ્ધ થતા નથી. તેથી તેઓ યજ્ઞાદિક કર્મોનોજ વિસ્તાર કરે છે. આ સર્વ થવામાં મુખ્ય હેતુ પરમાત્મ સ્વરૂપનું અજ્ઞાન છે. જ્યાં

સુધી આત્મા એજ પરમાત્મા છે એમ જાણતો નથી, ત્યાંસુધી આ જીવ આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ તાપથી ઘેરાઇને, રાગાદિ મગરોથી આમથી તેમ ખેંચાતો અને મોહને વશ થએલો અસત્ય સંકલ્પરૂપ સ્વર્ગ, પશુ, અન્ન વગેરેમાં તથા તેને પ્રાપ્ત કરવાનાં સાધનોમાં અથડાય છે.

જે મનુષ્યને પોતાના પરમાનંદ સ્વરૂપનું ભાન હોતું નથી તેને ક્ષુદ્ર આનંદ-સાંસારિક સુખોની અભિલાષા થાય છે. તેથી ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ॥ સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞથી યજન કરવું. એ વેદવચનનો આશ્રય કરીને સંસારી સુખોની આશાથી યજ્ઞ કરવા મંડી પડે છે. પણ પરમાત્માનું જ્ઞાન થયા પછી તો एतद् बुध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ હે ભારત તે જ્ઞાનને જાણીને બુદ્ધિમાન્ કૃતકૃત્ય થાય છે. એમ ગીતાનું વચન છે.

હવે બ્રાહ્મણનું લક્ષણ કહે છે—

**विद्याद्बहु पठंतं तु बहुवागिति ब्राह्मणम् ॥**
**य एव सत्यान्नापैति, स ज्ञेयो ब्राह्मणस्त्वया ॥४०॥**

અર્થ—બહુ ભણનારા બ્રાહ્મણને બહુ વેદાધ્યન કરનાર જાણવો અને જે સત્યથી ચલાયમાન ન થાય તેને તારે બ્રાહ્મણ જાણવો. ૪૦

વિવરણ—બહુ ભણેલા બ્રાહ્મણને તારે પંડિત સમજવો. પણ તે યથાર્થ બ્રાહ્મણ નથી. ત્યારે મુખ્ય બ્રાહ્મણ કોને માનવો ? તો કહે છે કે—જે સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મમાં સદા સ્થિર રહે છે. કદિ ચલાયમાન થતો નથી તેનેજ તારે બ્રાહ્મણ જાણવો બીજાને નહિ. શ્રુતિ પણ બ્રહ્મ જાણનારનેજ બ્રાહ્મણ કહે છે. मौनं चामौनं च निर्विद्याथ ब्राह्मणः स ब्राह्मणः ॥ અને જે બ્રાહ્મણ મૌન, અમૌન અને નિર્વિદ્ય છે તેજ બ્રાહ્મણ છે. વળી विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवति ॥ પાપ રહિત, રજ રહિત અને સંશય વિનાનો બ્રાહ્મણ થાય

છે. જો તે એ પ્રમાણે થાય તો તેને બ્રહ્મસિદ્ધિ થાય છે. ભેદ જાણ-નારને તે સિદ્ધિ થતી નથી.

छन्दांसि नाम द्विपदां वरिष्ठ
स्वच्छन्दयोगेन भवन्ति तत्र ।
छन्दो विदस्तेन च तानधीत्य
गता हि वेदस्य न वेद्यमार्याः ॥४१॥

અર્થ—હે મનુષ્યમાં શ્રેષ્ટ ધૃતરાષ્ટ્ર ! પરમાત્માના સ્વરૂપમાં વેદો સ્વતંત્ર પ્રમાણ છે. તેથી મનુષ્યો છંદવેત્તા થઈ શકે છે. એટલે પછી વેદોને ભણીને આર્યો પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. પછી પ્રપંચને જાણતા નથી.

વિવરણ—વેદો સ્વતંત્રતાથી પરમાત્મસ્વરૂપનું નિરૂપણ કરે છે. કારણ શ્રુતિ કહે છે કે सर्वे वेदा यत्पदमामनन्ति ॥ સર્વ વેદો જે પદનું પ્રતિપાદન કરે છે. તથા સ્મૃતિ वेदैश्च सर्वैरहमेव वेद्यः ॥ સર્વ વેદોવડે હુંજ જાણવા યોગ્ય છું. વેદના કર્મકાંડના અર્થજ્ઞાનમાં જેમ બીજાં કર્મો જાણવાની જરૂર છે, તેમ જ્ઞાન કાંડમાં બીજાં કર્મો જાણવાની દરકાર રહેતી નથી, તેને માટે એક શ્રુતિ છે કે तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेहं मनुरभवं सूर्यश्चेति ॥ ઋષિ વામદેવે પરમાત્માનાં દર્શન કર્યા પછી જાણ્યું કે હું મનુ હતો, સૂર્ય હતો. આ શ્રુતિમાં દર્શાવેલું બ્રહ્મ-દર્શન અને સર્વાત્મપણું સાથેજ અનુભવાય છે. જીવાત્માને જેવું બ્રહ્મ-જ્ઞાન થાય છે કે તુરતજ જીવાત્મા સકલ વિશ્વરૂપ બની જાય છે. માટે પરબ્રહ્મના જ્ઞાનથીજ મનુષ્યો છંદવેત્તા થઈ શકે છે. કેવળ કર્મ માત્રના જ્ઞાનથી છંદવેત્તા થઇ શકતા નથી. આર્યલોકો તેવા છંદવેત્તાની પાસે જઇને જો અધ્યયન કરે છે તો તેઓ પણ બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે.

જ્યારે આ રીતે બ્રહ્મને જાણી શકાય છે ત્યારે " अन्यदेव तद्विदितादथो अविदितादधि " 'यतो वाचो निवर्तन्ते, अप्राप्य मनसा सह'

તેં જે જાણ્યું તેનાથી બ્રહ્મ અન્ય છે, નથી જાણ્યું તેથી પર છે. જેને પ્રાપ્ત થયા વિના મન અને વાણી પાછાં ફરે છે એ શ્રુતિઓનો વિરોધ થશે એ શંકાના સમાધાનમાં કહે છે.

न वेदानां वेदिता कश्चिदस्ति
वेदेन वेद्यं न विदुर्न वेद्यम् ।
यो वेद वेद्यं स च वेद वेद्यं
यो वेद वेद्यं न स वेद सत्यम् ॥ ४२ ॥

અર્થ—ઋગાદિ વેદોની મધ્યે કોઈ વેદ પરમાત્માને જાણતો નથી. વેદવડે સંવિદ્રૂપ પરમાત્મા કે પ્રપંચ પણ જાણી શકાય તેમ નથી. જે સંવિતરૂપને જાણે છે તે આ સર્વને જાણે છે ને જે પ્રપંચને જાણે છે તે સત્ય-પરમાત્માને જાણતો નથી.

વિવરણ—વેદો શબ્દવૃત્તિથી પરમાત્માને જાણતા નથી પણ લક્ષણાવૃત્તિથી જણાવે છે માટે વેદો ઈશ્વર-પરમાત્માના સ્વરૂપને સમજતા નથી. તેમ સંસાર મિથ્યા હોવાથી તેને પણ વેદો જાણતા નથી. ચેતનરૂપ પરમાત્માને જે જાણે છે તે સર્વને જાણે છે. કેમકે આ સર્વ પરમાત્મસ્વરૂપ છે. જગતને જાણનારો બહિર્મુખ હોવાથી તે સત્યને જાણી શકતો નથી.

શંકા કરે છે કે-વેદ વડે જ્યારે પરમાત્મા કે સંસાર જાણી શકાતા નથી ત્યારે વેદનો શો ઉપયોગ? તેના જવાબમાં કહે છે કે—

यो वेद वेदान्स च वेद वेद्यं
न तं विदुर्वेदविदो न वेदाः ।
तथापि वेदेन विदन्ति वेदं
ये ब्राह्मणा वेदविदो भवन्ति ॥४३ ॥

અર્થ—જે વેદોને જાણે છે તે વેદ્ય-પ્રપંચને-જાણે છે. એ રીતે વેદને જાણનારા તે-પરમાત્માને-જાણતા નથી. અને વેદો પણ તેને જાણતા નથી. તો પણ જે બ્રાહ્મણો વેદવિદ્ થાય છે તે વેદવડે પરમાત્માને જાણે છે.

—વિવરણ—જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદને જાણે છે, તે પણ અનાત્મવિદ્ છે. કારણ કે પ્રપંચને ભિન્ન જુએ છે ત્યારે એમ કહેવામાં આવે કે જેમ તે પ્રપંચને જાણે છે તેમ પરમાત્માને પણ જાણશે તો જવાબ આપે છે કે પરમાત્મસ્વરૂપ તેમ સમજી શકાય તેમ નથી. કારણ કે તે મન અને વાણી વડે સમજી સમજાવી શકાય તેમ નથી. જ્યારે એમજ છે તો પછી ઉપનિષદ્ સમ્બન્ધી બ્રહ્મ કેમ કહેવાય છે? તો કહે છે કે જો કે બ્રહ્મ મન વાણીનો અવિષય છે. તથાપિ વેદોવડે સંવિત રૂપ પરમાત્મા જાણી શકાય છે. કારણ કે વેદના મર્મને સમજનારા બ્રાહ્મણો વેદના પ્રતિપાદનના પ્રકારને સમજે છે.

જે ચેતન સર્વમાં પ્રત્યક્ આત્મા રૂપે પ્રસિદ્ધ છે. તે વેદોને-પ્રમાણોને તથા પ્રમાણ સિદ્ધ પ્રમેયને જાણે છે. પણ પ્રમાણો જાને જડ હોવાથી પરમાત્માના સ્વરૂપને જાણી શકતાં નથી. તેમ પ્રમાણો વડે જાણનારા પ્રમાતાઓ પણ પરમાત્માને સમજી શકતા નથી કારણ શ્રુતિ કહે છે કે—श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचोह वाचं सउ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुरिति ॥ તે કાનનો કાન, મનનું મન, જે વાણીની વાણી, તેજ પ્રાણનો પ્રાણ અને આંખોની આંખો છે. કાન વિગેરે તેની સત્તાથીજ જ્ઞાન પ્રાપ્ત કરે છે ટુંકામાં મન વાણી પરમાત્માને જાણી શકતાં નથી તો પણ પાઠ, અર્થ અને અનુષ્ઠાનથી વેદને જાણનારા બ્રાહ્મણો अहं ब्रह्मास्मि । હું બ્રહ્મ છું. ઇત્યાદિક વેદોનાં પ્રમાણથી પરમાત્માને જાણે છે જેનું ચિત્ત યજ્ઞાદિથી શુદ્ધ થયું હોય છે તેઓજ લક્ષણાવૃત્તિ વડે પરમાત્માના સ્વરૂપને સમજે છે.

જ્યારે બ્રહ્મ મન વાણીનો વિષય નથી ત્યારે વેદો તેનું પ્રતિપાદન કેવી રીતે કરે છે ? તેના જવાબમાં કહે છે કે—

**यामांशभागस्थ तथा हि वेदा**
**यथा हि शाखा च महीरूहस्य ।**
**संवेदनेऽप्येवमथामनन्ति**
**तस्मिन्हि नित्ये परमात्मनोऽर्थे ॥ ४४ ॥**

અર્થ—જેમ બીજનો ચંદ્ર બતાવવામાં ઝાડની શાખા કારણ થાય છે તેમ વેદો પણ અવિનાશી, પરમાત્માના સંવેદનને માટે કારણભૂત છે.

વિવરણ—જ્યારે કોઇને બીજનો ચંદ્રમા બતાવવો હોય છે ત્યારે ચંદ્રકળાની નજદીક જે ઝાડ હોય તેની શાખા બતાવવામાં આવે છે. પછી તેની પાસે રહેલ ચંદ્રની કળા બતાવવામાં આવે છે. આને શાસ્ત્રમાં "**શાખાચંદ્ર ન્યાય**" કહે છે. તેમ પરમાત્માનું સ્વરૂપ સમજાવવું હોય ત્યારે પ્રથમ શ્રુતિઓનો બોધ કરવામાં આવે છે શ્રુતિનો બોધ થયા પછી પરમાત્માનું જ્ઞાન થાય છે. એક શ્રુતિ કહે છે કે— तं त्वौपनिषदं पुरुषं पृच्छामि ॥ હું તમને ઉપનિષદમાં પ્રતિપાદન કરેલા પુરૂષનું સ્વરૂપ પૂછું છું. બીજી શ્રુતિ કહે છે કે अप्राप्य मनसा सह । મનની સાથે વાણી પરબ્રહ્મને પહોંચતી નથી. આ બે શ્રુતિઓમાં વિરોધ દેખાય છે પણ ખરૂં જોતાં તેમ નથી. એ શ્રુતિઓ તો બ્રહ્મનું અનિર્વચનીયત્વ દર્શાવે છે. सोयं देवदत्तः । 'તે આ દેવદત છે' એ વાક્યમાં તે એટલે પ્રથમ દીઠેલો દેવદત્ત અને આ એટલે વર્તમાન કાળમાં દેખાતો દેવદત્ત. તેમાંથી ભૂતકાલ અને વર્તમાન કાલ બાદ કરતાં દેવદત્ત એકજ છે. તેમ तत्त्वमसि । તે તું છે એ મહાવાક્ય પણ ભાગ ત્યાગ લક્ષણા વડે સ્વરૂપનો જ બોધ કરે છે.

જે એ પ્રમાણે વેદોના આત્મ પ્રતિપાદન પ્રકારને જાણે છે અને જાણીને કહે છે તે પણ બ્રાહ્મણ છે. એ વાત કહે છે—

अभिजानामि ब्राह्मण-
माख्यातारं विचक्षणम् ।
एवं योऽभिविजानाति
स जानाति हि परं हि तत् ॥ ४५ ॥

અર્થ—વેદ પ્રતિપાદન કરનાર વિચક્ષણ વ્યાખ્યાતાને હું બ્રાહ્મણ જાણું છું, જે આ રીતે વેદના પ્રતિપાદનને સમજે છે તેજ પરબ્રહ્મને જાણે છે.

વિવરણ—જે પુરૂષ ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા ફળ, અર્થવાદ, અને ઉપપત્તિ એ છ લિંગ પ્રમાણે તાત્પર્યાર્થને સમજાવે તેવી રીતે વાકયોનું વિવેચન કરે. અને સાંભળેલ અર્થનું મનન કરવામાં કુશળ હોય તે નિદિધ્યાસન કરીને અપરોક્ષ વસ્તુનો સાક્ષાત્કાર કરે છે. તે બ્રહ્મવેત્તા પુરૂષ સર્વ સંશય રહિત પરંતત્ત્વને જાણે છે. જે પંડિતાઈ અને મૂર્ખાઇ બેઉના અભિમાનને છોડી દે છે તેજ બ્રાહ્મણ છે.

માટે જે પુરૂષ સત્યનિષ્ઠ છે તેજ બ્રાહ્મણ છે તેથી તે વિષયને વશ થતો નથી તે વાત કહે છે—

नास्य पर्येषणं गच्छेत्
प्रत्यर्थिषु कदाचन ।
अविचिन्वन्निमं वेदे
ततः पश्यति तं प्रभुम् ॥ ४६ ॥

અર્થ—આત્માનું સુખ કદિ પણ વિષયોમાં ખોળી શકાતું નથી. જે એ વિષયનો સંગ્રહ કરતો નથી તે વેદમાં–ઉપનિષદ્‌નાં–મહાવાક્યના શોધ પછી તે પ્રભુને–આત્માને જાણે છે.

વિવરણ—विषयाश्चेन्द्रियाण्येव देहोऽहंकार एव च। बाह्या आभ्यान्तरा घोराः शत्रवो योगिनः स्मृताः ॥ વિષયો અને ઇન્દ્રિયો; દેહ અને અહંકાર તે બાહાર હો કે અંદર હો; પણ યોગીના એ ભયંકર શત્રુઓ છે માટે તે આત્માના પ્રતિપક્ષિ છે. તેથી આત્માને ઇચ્છનાર શબ્દાદિ વિષયોને ખોળવા તત્પર થતો નથી. જે જિજ્ઞાસુ પોતાના અંતઃકરણમાં વિષય વાસનાનો સંચય કરતો નથી. તે ઉપનિષદ્‌માં કહેલ તત્ત્વમસિ વાક્યમાં સમજાવેલ પ્રત્યગાત્માને જાણે છે. અથવા એમ પણ અર્થ કરી શકાય કે આત્માને, પ્રતિપક્ષ ભૂત જે દેહ ઇન્દ્રિઓ વિગેરે તથા તેના ધર્મ જે અનાત્મ છે, તે રૂપે સમજવો નહિ. દેહ, ઇન્દ્રિઓ વિગેરે અનાત્મ–જડ છે એમ સમજી, આત્મા તે સર્વનો સાક્ષી ચેતન રૂપ છે એમ વિચાર કરી તત્પદ તથા ત્વં પદનું શોધન કર્યા પછી આ પ્રમાતાદિના સાક્ષી પરમાત્માને જાણે છે.

तूष्णीं भूत उपासीत
न चेच्छेन्मनसा अपि ।
अभ्यावर्तत ब्रह्मास्मै
बहुनन्तरमाप्नुयात् ॥ ४७ ॥

અર્થ—તૂષ્ણીભૂત થઈ–સર્વ કર્મનો સંન્યાસ કરી આત્માની ઉપાસના કરે અને મનવડે પણ કશી ઇચ્છા કરે નહિ. એવા સંન્યાસીને માટે બ્રહ્મ અભિમુખ થાય છે. પછી તે ભૂમાને–પરમાત્માને–પામે છે.

વિવરણ—સર્વ વિષયનો પરિત્યાગ કરવાથીજ આત્મ દર્શનની સિદ્ધિ થાય છે. માટે સર્વ કર્મને છોડી દઈને–આત્મા સિવાય સર્વનો

પરિત્યાગ કરીને કેવલ બની આત્મલોકનીજ ઉપાસના કરે. તેવા તૂષ્ણીભૂત બ્રાહ્મણને માટે અપૂર્વાદિ લક્ષણ યુક્ત બ્રહ્મ અભિમુખ થાય છે–દર્શન આપે છે. શ્રુતિ પણ કહે છે કે यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैव आत्मा विवृणुते तनूं स्वाम् । જે મુમુક્ષુ એને-સ્વાત્માને–શ્રવણ મનનાદિથી ભજે છે. તે પુરૂષવડે આત્મા પ્રાપ્ત કરી શકાય છે. અથવા જે પરમાત્મા અધિકારી ઉપર આચાર્ય મૂર્તિમાં રહિ દયા કરે છે. તે ગુરૂ કૃપા પાત્ર રૂપ અધિકારીવડે આત્મા પ્રાપ્ત કરી શકાય છે. તેનો–જિજ્ઞાસુનો આ આત્મા પોતાનું આનંદ સ્વરૂપ પ્રકાશે છે. પછીથી તે અપાર આત્મસ્વરૂપને પામે છે.

મુનિ પણ તેનેજ કહે છે—

**मौनाद्धि मुनिर्भवति**
**नारण्यवसनान्मुनिः ।**
**अक्षरं तं तु यो वेद**
**स मुनिश्रेष्ठ उच्यते ॥ ४८ ॥**

અર્થ—મૌન રાખવાથી પુરૂષ મુનિ થતો નથી તેમ જંગલમાં વસવાથી પણ મુનિ ગણાતો નથી. પણ જે અક્ષરને–પરમાત્માને જાણે છે તે સર્વથી શ્રેષ્ઠ મુનિ કહેવાય છે.

વિવરણ—કેવળ ( વાસના છોડી ) મૌન રાખનાર પુરૂષ મુનિ કહેવાય છે. અથવા કેવળ વાણીનું મૌન રાખવાથી કે જંગલમાં વસવાથી અગર ધ્યાન માત્ર કરવાથી પુરૂષ મુનિ કહેવાતો નથી. પણ જે પુરૂષ હું પરમાત્મા રૂપ છું એમ સાક્ષાત્ જાણે છે તે મુનિ શ્રેષ્ઠ કહેવાય છે. શ્રુતિ કહે છે કે एतमेव विदित्वा मुनिर्भवति ॥ એનેજ–પરમાત્માનેજ જાણીને મુનિ થાય છે ટુંકામાં કહેવાની મતલબ એ છે કે સંન્યાસી અને યોગી કરતાં જ્ઞાની શ્રેષ્ઠ છે.

વૈયાકરણ પણ તેજ છે—

**सर्वार्थानां व्याकरणा-**
**द्वैयाकरण उच्यते ।**
**तन्मूलतो व्याकरणं**
**व्याकरोतीतितत्तथा ॥ ४९ ॥**

અર્થ—સર્વ અર્થોને-વિષયોને પ્રકટ કરનાર હોવાથી વૈયાકરણ કહેવાય છે. તે મૂલમાંથી-બ્રહ્મમાંથી વ્યાકરણ-( નામ રૂપ ) પ્રકટ થાય છે તે સર્વને પ્રકટ કરે છે.

વિવરણ—જ્ઞાની સર્વજ્ઞ હોય છે તેથી તે સર્વ વિષયોને પ્રકટ કરી શકે છે. સર્વ વિષયોને પ્રકટ કરવાથીજ તે વૈયાકરણ કહેવાય છે. શબ્દના એક દેશને પ્રકટ કરવાથી વૈયાકરણ થવાતું નથી. સર્વ અર્થોનું વ્યાકરણ કરવાથી વૈયાકરણ થવાય છે એટલે શું? તો કહે છે કે સર્વનું મૂળ અક્ષર છે. કારણ કે સર્વ નામ રૂપ પ્રપંચ તે અક્ષરમાંથી થએલ છે. શ્રુતિ કહે છે કે—अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि ॥ આત્માએ જીવ રૂપે પ્રવેશ કરીને નામ રૂપને પ્રગટ કર્યા, માટે બ્રહ્મજ સાક્ષાત્ વૈયાકરણ છે. વિદ્વાન-જ્ઞાની પણ તે બ્રહ્મને પ્રકટ કરે છે. માટે તે પણ વૈયાકરણ છે.

સર્વજ્ઞ પણ તેજ છે—

**प्रत्यक्षदर्शी लोकानां**
**सर्वदर्शी भवेन्नरः ।**
**सत्ये वै ब्रह्मणि तिष्ठं-**
**स्तद्विद्वान्सर्वविद्भवेत् ॥ ५० ॥**

અર્થ—સર્વ લોકોને પ્રત્યક્ષ જોનારો મનુષ્ય સર્વ દર્શી થાય છે.

તેમ વિદ્વાન્ સત્ય બ્રહ્મમાં સ્થિર થાય-આશ્રય કરે તો સર્વવિદ્ થાય છે.

વિવરણ—જે આ ભૂરાદિ લોકોને પ્રત્યક્ષ જુએ છે તે સર્વદર્શી નર સર્વ રૂપ પરમાત્માને જુએ છે. તે પછી સત્યાદિ લક્ષણવાળા બ્રહ્મમાં મનને સ્થિર કરે છે તે પોતાના આત્માનેજ બ્રહ્મ રૂપે જાણે છે માટે તેજ સર્વજ્ઞ છે. અનાત્મ દર્શી નહિ.

**ज्ञानादिषु स्थितोऽप्येवं**
**क्षत्रिय ब्रह्म पश्यति ।**
**वेदानां चार पूर्वेण**
**चैतद्विद्वन्ब्रवीमि ते ॥ ५१ ॥**

અર્થ—હે ક્ષત્રિય ! એ રીતે જ્ઞાનાદિમાં સ્થિર થએલો બ્રહ્મને જુએ છે. વેદાન્ત વિચારની પણ તેમાં જરૂર છે. તો તે પણ હું તને કહું છું.

વિવરણ—હે રાજા જ્ઞાનાદિમાં સ્થિર થનારો પુરૂષ એકાએક જ્ઞાનમાં સ્થિર થઈ શકતો નથી. જેમ મોટા મહેલ પર પગથીઆના ક્રમથી ચડાય છે. તેમ જ્ઞાન શિખરે પણ ક્રમથીજ પહોંચાય છે. નૃસિંહ તાપનીય ઉપનિષદ્‌માં નિમ્ન રીતે સોપાન ક્રમ કહેલો છે (૧) ઓત (૨) અનુજ્ઞાતૃ (૩) અનુજ્ઞા અને (૪) અવિકલ્પ એમ ચાર રીતે છે તેનાં લક્ષણ આ પ્રમાણે છે—ओतत्त्वं कारणव्याप्ति. कार्ये यद्वन्मृदो घटे । सर्वं ब्रह्मेति तन्निष्ठा जानते परिणामतः ॥ અર્થ—કાર્યમાં કારણની જે વ્યાપકતા તે **ઓત** કહેવાય છે. જેમ ઘડો એ માટીનું કાર્ય છે. તેથી ઘડા રૂપ કાર્યમાં; કારણ રૂપ મૃત્તિકા વ્યાપ્ત છે તેમજ પરબ્રહ્મ પણ વિશ્વનું કારણ હોવાથી જગતમાં વ્યાપક છે. તે વાત તેના પરિણામથી સમજાય છે. कार्यस्यासमसत्त्वं यत्कारणे समुदीरितम् ।

तदनुज्ञातृ शब्दार्थो मरौ वारिविवर्तनम् ॥**અર્થ**—કારણમાં કાર્ય અસમ સત્તાથી રહે તેનું નામ **અનુજ્ઞાત** કહેવાય છે. જેમ જળ એ કાર્ય છે. તે મરીચિકા–મૃગજળ રૂપ કારણમાં સમસત્તાથી રહેલું નથી, પણ વિષમ સત્તાથી રેહેલું છે. જ્યાં ઝાંઝવાનાં જળ હોય ત્યાં પાણી હોયજ નહિ. એટલે કારણ રૂપ મૃગ વારિમાં પાણી હોતું નથી. તે જ રીતે બ્રહ્મમાં જગત્ વિષમ સત્તાથી રહેલું છે. અર્થાત્ બ્રહ્મમાં જગત્ નથી. एतन्निष्ठास्ततो भूत्वा जगन्मिथ्येति जानते । अनुज्ञायां जगत्तुच्छं शशशृंगादिवन्मतम् ॥ **અર્થ**—ત્યાર પછી પરબ્રહ્મ સ્વરૂપમાં નિષ્ઠાવાળો થઈને જગતનું મિથ્યાપણું જાણે છે. અને **અનુજ્ઞામાં** જગતને શશલાનાં શીંગડાં જેવું તુચ્છ માને છે. અર્થાત્ સંસાર મિથ્યા છે ત્રણે કાળમાં છેજ નહિ. एवं सोपानरीत्यैव भूमित्रितयलंघनात् । अविकल्पं परं यत्तदहं ब्रह्मास्मि निर्भयम् ॥ **અર્થ**—એ રીતે સોપાન–પગથીઆ–ની રીતથી ત્રણ ભૂમિનું ઉલ્લંઘન કરવાથી ‘ જે નિર્ભય પરબ્રહ્મ છે તે હું છું ’ એવું **અવિકલ્પ** જ્ઞાન થાય છે.

**इति श्री सनत्सुजातीयभाष्ये यति मुकुन्दाश्रमेणानुवादितो गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥**

ॐ

तत्सत्परमात्मने नमः

# तृतीयोऽध्यायः ॥

## धृतराष्ट्र उवाच–धृतराष्ट्र પૂછેછે.

सनत्सुजात यदिमां परार्थां
ब्राह्मीं वाचं वदसि हि विश्वरूपाम् ।
परां हि कार्येषु सुदुर्लभां कथां
प्रब्रूहि मे वाक्यमेवं कुमार ॥ १ ॥

**અર્થ**—હે સનત્સુજાત! તમે આ અનેક રૂપવાળી શ્રેષ્ઠ બ્રહ્મ સમ્બન્ધી કથા કહી છે. પુનઃ હે કુમાર! સંસારમાં દુર્લભ એ ઉત્તમ કથા તમે મને કહો.

**વિવરણ**—તમેજ બ્રહ્મ સમ્બન્ધી કથા કહી છે. તો તેનાં સાધન પણ તમેજ કહેવા[illegible]

## सनत्सुजात उवाच–સનત્સુજાત બોલ્યા–કહે છે.

नैतद्ब्रह्म त्वरमाणेन लभ्यं
यन्मां पृच्छस्याभिषङ्गेण राजन् ।
बुद्धौ प्रलीने मनसि प्रचिन्त्या
विद्या हि सा ब्रह्मचर्येण लभ्या ॥ २ ॥

**અર્થ**—હે રાજન્ તમે આવેશ વડે મને જે પૂછો છો તે બ્રહ્મ એમ ઉતાવળ વડે પ્રાપ્ત થઇ શકે તેમ નથી. બુદ્ધિમાં મનનો લય

કર્યા પછી જે વિચાર કરવામાં આવે છે તે વિદ્યા કહેવાય છે અને તે બ્રહ્મચર્યથીજ મળે છે.

વિવરણ—સનત્સુજાત કહે છે હે રાજન્! તમે બહુ આવેશમાં આવી જઇને અતિ આગ્રહથી બ્રહ્મવિદ્યા સમ્બન્ધી પ્રશ્ન કરો છો. પણ તમારા જેવા ઉતાવળા માણસથી પરબ્રહ્મ જણાય તેવું નથી. 'હું બ્રહ્મ છું' એવા નિશ્ચયવાળી બુદ્ધિમાં મનનો લય થયા પછી એક અપૂર્વ અવસ્થા પ્રાપ્ત થાય છે. પણ એ વાત ખાસ ધ્યાનમાં રાખવી કે સર્વ ઇન્દ્રિયોનો નિરોધ કર્યા છતાં પણ સંકલ્પ વિકલ્પાત્મક મન જ્યારે લય પામે ત્યા જ એ અવસ્થા પ્રાપ્ત થાય છે તે વખત બ્રહ્મનોજ વિચાર આવે છે. તેનું નામ બ્રહ્મ વિદ્યા. એ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારી વિદ્યા બ્રહ્મચર્યથીજ પ્રાપ્ત થાય છે,

**आद्यां विद्यां वदसि हि सत्यरूपां**
**या प्राप्यते ब्रह्मचर्येण सद्भिः ।**
**यां प्राप्यैनं मर्त्यभावं त्यजन्ति**
**या वै विद्यागुरुवृद्धेषु नित्या ॥ ३ ॥**

અર્થ—તમે કહો છો કે-સત્ય રૂપ આદિ વિદ્યા મને કહો. જે વિદ્યા સજ્જનો બ્રહ્મચર્યનું પાલન કરીને પ્રાપ્ત કરે છે. તે વિદ્યા નિત્ય ગુરૂઓના ઘરમાં રહે છે. જેને પ્રાપ્ત કરી માણસો મરણ ભાવને છોડી દે છે.

બ્રહ્મચર્યથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે એમ જાણી બ્રહ્મચર્યના વિજ્ઞાન માટે—

**धृतराष्ट्र उवाच—ધૃતરાષ્ટ્ર પૂછેછે—**

**ब्रह्मचर्येण या विद्या**
**शक्या वेदितुमञ्जसा ।**

**तत्कथं ब्रह्मचर्यं स्या-**
**देतद्विद्वन्ब्रवीहि मे ॥ ४ ॥**

અર્થ—હે વિદ્વન્ ! બ્રહ્મચર્ય વડે જે વિદ્યા સહજે મેળવી શકાય તેવી છે તે બ્રહ્મચર્ય કેવા પ્રકારનું છે તે મને કહો.

એ રીતે પૂછવાથી—

**सनत्सुजात उवाच-સનત્સુજાત બોલ્યા—**

**आचार्य योनिमिह ये प्रविश्य**
**भूत्वा गर्भं ब्रह्मचर्यं वदन्ति ।**
**इहैव ते शास्त्रकारा भवन्ति**
**विहाय देहं परमं यान्ति सत्यम् ॥ ५ ॥**

અર્થ—જેઓ આચાર્યના ઘરમાં નિવાસ કરી, ગુરૂની સેવા કરતા બ્રહ્મચર્યને પાળે છે તેને બ્રહ્મચર્ય કહે છે. એ રીતે કરનારા આ લોકમાં પંડિત-જ્ઞાની થાય છે. અને શરીર છોડયા પછી પરમ સત્યને-બ્રહ્મને પામે છે.

**अस्मिँल्लोके विजयन्तीह कामा-**
**न्ब्राह्मीं स्थितिमनुतितिक्षमाणाः ।**
**त आत्मानं निर्हरन्तीह देहा-**
**न्मुञ्जादिषीकामिव धैरभावात् ॥ ६ ॥**

અર્થ—આ લોકમાં બ્રહ્મ સ્થિતિને માટે જેઓ તિતિક્ષાને હમેશાં સહન કરે છે. તે આ લોકમાં આજ મનુષ્ય શરીરમાં સર્વ કામનાઓને જીતી લે છે. અને ધૈર્યથી મુંજ નામે ઘાસમાંથી જેમ

સળીનો ગર્ભ કાઢવામાં આવે છે તેમ દેહમાંથી આત્માને તેઓ જુદો પાડે છે.

**વિવરણ**—સત્વગુણી પુરૂષો પરબ્રહ્મની સ્થિતિ મેળવવાને માટે સુખ દુઃખ વિગેરે દ્વન્દ્વોને સહન કરીને સર્વ કામનાઓનો પરાજય કરે છે. દોરી વણનારો પુરૂષ જેમ મુંજ નામના ઘાસની સળીમાંથી ગર્ભને બહાર કાઢે છે, તેમ વિવેકી પુરૂષ ધીરજથી; આત્મા શરીરથી જૂદો છે એમ જાણે છે. એ વાતને પુષ્ટિ આપતાં શ્રુતિ કહે છે કે— अङ्गुष्ठमात्रः पुरुषोन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः ।। तं स्वाच्छरीरात्प्रवहेन्मुञ्जादिवेषीकां धैर्यग तं विद्याच्छुक्रममृतम् ।। **અર્થ**—મનુષ્યોના હૃદયમાં અંગુઠા જેવડા પ્રત્યક્ ચૈતન્ય રૂપ પરમાત્મા સદા રહેલા છે. તે આત્માને પોતાના શરીરમાંથી જૂદો પડે—જાણે. જેમ મુંજ નામક ઘાસમાંથી ગર્ભને ધીરજથી પૃથક્ કરવામાં આવે છે તેમ. તે જૂદા પાડેલા આત્માને શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જાણે.

પાંચમા શ્લોકમાં ‘ આચાર્ય યોનિ ’ આચાર્યને કારણ કહેલ છે. શરીરની ઉત્પત્તિમાં માતા પિતા કારણ છે. તેનાથી જૂદા આચાર્ય કેવી રીતે કારણ થાય ? એ શંકાના જવાબમાં કહે છે કે—

**शरीरमेतौ कुरुतः पिता माता च भारत ।**
**आचार्यतस्तु यज्जन्म तत्सत्यं वै तथामृतम् ॥७॥**

**અર્થ**—હે ભારત ! માતા પિતા તો આ શરીરને ઉત્પન્ન કરે છે. પણ આચાર્યથી જે જન્મ થાય છે તે તો સત્ય અજરને અમર છે.

**વિવરણ**—માતા પિતા જે શરીરને ઉત્પન્ન કરે છે તે આત્માના સ્વરૂપનો જન્મ નથી. જે માતા પિતાના એ શરીરથી ઉત્પન્ન થાય છે તે દેહ તો મિથ્યા છે. પણ આચાર્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ

આપીને જે જન્મ આપે છે તે તો સચ્ચિદાનંદ અદ્વય રૂપ છે. માટે તે પરમાર્થ ભૂત છે. તે અમૃત અર્થાત્ વિનાશ રહિત છે માટે આચાર્યજ જનયિતા-ઉત્પન્ન કરનારા કારણુ રૂપ-છે શ્રુતિ કહે છે કે-त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परंपारं तारयसि ॥ તમેજ અમારા પિતા છો. જે અમોને અવિદ્યા રૂપ સમુદ્રની પાર અપુનરાવૃત્તિ લક્ષણુ વાળા મોક્ષમાં પહોંચાડો છો. **આપસ્તમ્ભ** કહે છે. स हि विद्यातस्तं जनयति तच्छ्रेष्ठं जन्म शरीरमेव मातापितरौ जनयतः ॥ તે-આચાર્ય વિદ્યાથી તેને ઉત્પન્ન કરે છે તેજ શ્રેષ્ઠ જન્મ છે માતાપિતા તો શરીરને ઉત્પન્ન કરનાર છે.

માટે પરમ પુરૂષાર્થની સિદ્ધિ આચાર્યને આધીન છે તેથી—

**स आवृणोत्यमृतं संप्रयच्छं-**
**स्तस्मै न द्रुह्येत्कृतमस्य जानन् ।**
**गुरुं शिष्यो नित्यमभिवादयीत**
**स्वाध्यायमिच्छेच्च सदाप्रमत्तः ॥**

**અર્થ**—તે-આચાર્ય પૂર્ણાનંદ અમૃતને આપતા દ્વૈત રૂપ ભયમાંથી રક્ષણુ કરે છે, માટે આચાર્યનો કદિ દ્રોહ કરવો નહિ. શિષ્યે ગુરૂને નિત્ય પ્રણામ કરવા અને સદા સાવધાન થઇને સ્વાધ્યાય (વેદાન્ત શ્રવણાદિ ) ની ઇચ્છા કરવી.

**વિવરણ**—આચાર્ય તત્ત્વજ્ઞાન દ્વારા જન્મ મરણને ઢાંકે છે. માટે શિષ્યે કદિ પણ આચાર્યનો દ્રોહ કરવો નહિ. ગુરૂ કદિ હલકામાં હલકું કામ બતાવે તો પણ શિષ્યે નિરાભિમાનપણાથી કરવું. ગુરૂનું કામ કરતાં પરિશ્રમ પડે તો પણ ક્રોધ કરવો નહિ. શ્રુતિ કહે છે કે—यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिताह्यर्था प्रकाशन्ते महात्मनः ॥ જેની જેવી દેવમાં ભક્તિ છે તેવીજ ગુરૂમાં હોય તો તે

મહાત્માને એ કહેલા અર્થ પ્રકાશે છે—સમજાય છે. માટે જિજ્ઞાસુમાં અપૂર્વ ગુરૂ ભક્તિ હોવી જોઇએ. તેમાંજ તેનું કલ્યાણ છે.

હવે ચાર પાદવાળું બ્રહ્મચર્ય કહે છે—

शिष्यवृत्तिक्रमेणैव
विद्यामाप्नोति यः शुचिः ।
ब्रह्मचर्यव्रतस्यास्य
प्रथमः पाद उच्यते ॥ ९ ॥

અર્થ—આચાર્યની સેવાનો જે પ્રકાર બતાવ્યો છે તેને અનુસરી ક્રમથી સાયંપ્રાતઃ ભિક્ષા માગી લાવી જે પવિત્રતાથી વિદ્યા પ્રાપ્ત કરે છે તે બ્રહ્મચર્યવ્રતનો પ્રથમ પાદ કહેવાય છે.

બીજો પાદ કહે છે—

यथा नित्यं गुरौ वृत्ति-
र्गुरु पत्न्यां तथा चरेत् ।
तत्पुत्रे च तथा कुर्वन्
द्वितीयः पाद उच्यते ॥ १० ॥

અર્થ—જેવી હમેશાં ગુરૂમાં વૃત્તિ છે-ભક્તિ છે તેવીજ ગુરૂની પત્નીમાં રાખે. અને તેમના પુત્ર સાથે પણ ગુરૂ સમાનજ વ્યાપાર કરે. એ બ્રહ્મચર્યનો બીજો પાદ કહેવાય છે.

आचार्येणात्मकृतं विजान-
ञ्ज्ञात्वाचार्यं भावितोऽस्मीत्यनेन ।
यन्मन्यते तं प्रति हृष्टबुद्धिः
स वै तृतीयो ब्रह्मचर्यस्य पादः ॥ ११ ॥

અર્થ—આચાર્યે વિદ્યા દાન આપવા રૂપ જે ઉપકાર કર્યો હોય તેને બરાબર જાણે. આમણેજ મારો બ્રહ્મતત્ત્વ રૂપ પરમ પુરૂષાર્થ સિદ્ધ કરાવ્યો છે. એમ માની મનથી અત્યંત પ્રસન્ન થઇ પોતાના આત્માને કૃતાર્થ માને એ બ્રહ્મચર્યનો ત્રીજો પાદ છે.

ચોથો પાદ કહે છે—

**आचार्याय प्रियं कुर्यात्**
**प्राणैरपि धनैरपि ।**
**कर्मणा मनसा वाचा**
**चतुर्थः पाद उच्यते ॥१२॥**

અર્થ—કર્મ, મન, વાણી, ધન અને પ્રાણ વડે પણ આચાર્ય માટે ભલું થતું હોય તો કરવું. એ બ્રહ્મચર્યનો ચોથો પાદ કહેવાય છે.

હવે વિદ્યાના ચાર પાદ કહે છે—

**कालेन पादं लभते तथार्यं**
**तथैव पादं गुरुयोगतश्च ।**
**उत्साहयोगेन च पादमृच्छे-**
**च्छास्त्रेण पादं च ततोभियाति ॥१३॥**

અર્થ—એ બ્રહ્મચારી વિદ્યાના એક પાદને કાળે કરીને મેળવે છે. તેમજ એક પાદને ગુરૂ પાસેથી પ્રાપ્ત કરે છે. એક પાદ ઉત્સાહ યોગથી મેળવે છે એક પાદ બુદ્ધિ વૈભવથી લબ્ધ કરે છે અને એક પાદ શાસ્ત્ર વડે મેળવે છે.

વિવરણ—જો કે આ શ્લોકમાં ક્રમ કહેલો નથી. ક્રમ આ પ્રમાણે છે. વિદ્યાધ્યયન કરનારો બ્રહ્મચારી વિદ્યાનો પ્રથમ પાદ ગુરૂ

પાસેથી મેળવે છે. બીજો પાદ પોતાની બુદ્ધિની વિશેષતાથી (ઉત્સાહથી) મેળવે છે. ત્રીજો પાદ જ્યારે કાળે કરી બુદ્ધિ પાકે છે ત્યારે મેળવે છે. ચોથો પાદ શાસ્ત્ર વડે ( સહ અધ્યાયીઓની સાથે શાસ્ત્રાર્થ કરવાથી ) મેળવે છે. કહ્યું છે કે—आचार्यात्पादमादत्ते पादं शिष्यः स्वमेधया । कालेन पादमादत्ते पादं सब्रह्मचारिभिः ॥ અર્થ ઉપર આવી ગયો છે.

જ્ઞાનાદિની ફલ સિદ્ધિ આચાર્યના સાનિધ્યથી થાય છે—

ज्ञानादयो द्वादश यस्यरूप-
मन्यानि चाङ्गानि तथा बलं च ।
आचार्ययोगे फलतीति चाहु-
र्ब्रह्मार्थयोगेन च ब्रह्मचर्यम् ॥१४॥

અર્થ—જે પુરૂષના પ્રથમ કહેલા જ્ઞાનાદિ બાર ગુણો છે, તથા ૭ પ્રકારનો ત્યાગ વગેરે બીજાં અંગો તેમજ ધર્મ પાલન કરવાનું સામર્થ્ય એ આચાર્યના યોગમાં ફળે છે બ્રહ્મની એકતાનો અનુભવ બ્રહ્મચર્યથી ફળે છે.

વિવરણ—આચાર્યના ઉપદેશથીજ જ્ઞાનાદિ બાર ગુણો તથા આસનનો વિજય, પ્રાણનો જય વગેરે અંગોને ધર્મ પાલનનું બળ ફલ આપે છે. શ્રુતિ કહે છે કે आचार्यवान्पुरुषो वेद ॥ ગુરૂવાળો પુરૂષજ જાણે છે. ને બ્રહ્મચર્ય બ્રહ્માર્થ યોગથી ફલે છે.

બે શ્લોકોવડે બ્રહ્મચર્યની સ્તુતિ કરે છે—

एतेन ब्रह्मचर्येण देवो देवत्वमाप्नुवन् ।
ऋषयश्च महाभागा ब्रह्मचर्येण चाभवन् ॥१५॥

एतेनैव स गंधर्वा रूपमप्सरसोऽजयन् ।
एतेन ब्रह्मचर्येण सूर्यं अन्हाय जायते ॥१६॥

અર્થ—એ બ્રહ્મચર્ય વડે દેવો દેવત્વને પામ્યા છે. બ્રહ્મચર્યથીજ મહાભાગ્યશાળી ઋષિયો થયા છે. બ્રહ્મચર્યવડે ગન્ધર્વો અને અપ્સરાઓ રૂપને પામ્યાં છે. બ્રહ્મચર્યના પ્રભાવથીજ સૂર્ય દિવસને માટે ઉદય પામે છે.

એકજ બ્રહ્મચર્ય અનેક પ્રકારનાં ફલોને કેવી રીતે સિદ્ધ કરે છે—

आकाङ्क्षार्थस्य संयोगा-
द्रसभेदार्थिनामिव
एवं ह्येतत्समाज्ञाय
तादृग्भावं गता इमे ॥१७॥

અર્થ—જેમ ચિંતવેલી વસ્તુ આપનાર ચિન્તામણિ નામની પારાની ગોળીની પ્રાર્થના કરવાથી ચિંતવેલી વસ્તુનો લાભ થાય છે. તે વખત મનુષ્યના મનમાં જેવી ભાવના થાય છે, તે પ્રમાણે દેવો પણ બ્રહ્મચર્યનું પાલન કરીને તે તે પ્રકારના-ભાવ-શક્તિને પામ્યા છે.

વિવરણ—બ્રહ્મચર્યમાં આવા પ્રકારની શક્તિ છે માટેજ આચાર્યકુલમાં વાસ કરીને બ્રહ્મચર્યનું પાલન કરવાથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. માટે ગુરૂકુલમાં રહી બ્રહ્મચર્યનું પાલન કરવું.

જ્ઞાનના પુરૂષાર્થથીજ જ્ઞાનનિષ્ઠા થાય છે? કે કર્મથી થાય છે? એવી શંકાનું સમાધાન આપતાં કહે છે કે—

अन्तवन्तः क्षत्रिय ते जयन्ति
लोकाञ्जनाः कर्मणा निर्मितेन ।

**ज्ञानेन विद्वांस्तेज अभ्येति नित्यं**
**न विद्यते ह्यन्यथा तस्य पन्था ॥१८॥**

**અર્થ**—હે ક્ષત્રિય! તે મનુષ્યો કર્મોવડે નાશવંત લોકોને જીતે છે. અને વિદ્વાનો નિત્યજ્ઞાનથી આત્મજ્યોતિને પામે છે. તે જ્ઞાનને પામવાનો બીજો માર્ગજ નથી.

**વિવરણ**—હે રાજા વેદોક્ત સકામ કર્મ કરવાથી તે કર્મઠ પુરૂષો પિતૃ વગેરે લોકને પામે છે. જે લોકો નાશ પામી જનારા છે. કર્મથી અનન્ત આત્મલોક–પરમપદ પ્રાપ્ત થતું નથી, ત્યારે કઇ રીતે આત્મપદની પ્રાપ્તિ થાય છે? તેના જવાબમાં કહે છે. જ્ઞાનથી તે જ્યોતિરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે. જ્ઞાન સિવાય પરમાત્માને પ્રાપ્ત કરવાનો બીજો માર્ગ નથી. શ્રુતિ કહે છે કે तमेवं विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयना' इति ॥ તે આત્માને જાણીને મનુષ્ય મૃત્યુને ઓળંઘી જાય છે. તે સ્થાનને માટે બીજો માર્ગજ નથી. અન્ય શ્રુતિ પણ કહે છે કે ऋते ज्ञानान्न मुक्तिः । જ્ઞાન વગર મુક્તિ મળતી નથી. માટે બનતાં સુધી જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે.

વિદ્વાન્ જ્ઞાનવડે જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ કેવા પ્રકારનું દેખાય છે એ જાણવાની જિજ્ઞાસાથી—

धृतराष्ट्रउवाच-ધૃતરાષ્ટ્ર–કહે છે—

**आभाति शुक्लमिव लोहितमिवाथो**
**कृष्णमथार्जुनं काद्रवं वा**
**यद्ब्राह्मणः पश्यति यत्र विद्वा-**
**न्कथंरूपं तदमृतमक्षरं परम् ॥१९॥**

અર્થ—જ્યાં વિદ્વાન્ બ્રાહ્મણો બ્રહ્મસ્વરૂપને જુએ છે તે શુક્લ-ધોળું કે લાલ જેવું, અથવા કૃષ્ણ-કાળું, કે ધૂસર અથવા પિંગળા રંગ જેવું પ્રતીત થાય છે, તે અવિનાશી પરબ્રહ્મનું કેવું સ્વરૂપ છે તે મને કહો.

વિવરણ—વિદ્વાન્ યોગી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાના હૃદયમાં ધ્યાન કરે છે. કહ્યું છે કે तूर्ष्णीभूत उपासीत न चेष्टेन्मनसापि च । उपावर्तस्व तद्ब्रह्म अन्तरात्मनि विश्रूतम् ॥ ઉપાસના કરનાર સાધકે વાણી વગેરે સર્વ ઇન્દ્રિયોનો નિરોધ કરીને બ્રહ્મની ઉપાસના કરવી. ઉપાસના વખતે મનવડે પણ વ્યાપાર કરવો નહિ; અને અંતરાત્મામાં વાસ કરીને રહેલા તથા શાસ્ત્રમાં સાંભળેલા પરબ્રહ્મની ઉપાસના કરવી. તે ઉપાસના વખતે હૃદયની અંદર નાડીના અનેક રંગના માર્ગ નજરે પડે છે. તેને લીધે તેને પરબ્રહ્મનું સ્વરૂપ અનેક પ્રકારનું જણાય છે. મોક્ષ સાધનના માર્ગમાં અનેક પ્રકારનાં રૂપો જોવામાં આવે છે. એમ શ્રુતિ કહે છે. तस्मिन् शुक्लमुत नीलमाहुः पिंगलं हरितं लोहितं च । एष पंथा ब्रह्मणा हावित्तस्तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥ મુમુક્ષુઓ ઉપાસના કરતી વખતે હૃદયાકાશમાં શ્વેતવર્ણનું, શ્યામવર્ણનું, અગ્નિની જ્વાલા જેવા વર્ણનું, લીલાવર્ણનું અને રાતા વર્ણનું એમ જોવામાં આવતા અનેક જાતના રંગનું વર્ણન કરે છે. પરન્તુ વસ્તુતાએ વિચાર કરતાં એ બધા સુષુમ્ણા વગેરે કફથી ભરપૂર નાડીઓના વર્ણો છે. કંઇ પરબ્રહ્મના વર્ણ-રંગ નથી. તેથી ઉપાસકોને ઉપાસના વખતે જે ભિન્ન ભિન્ન વર્ણના માર્ગો દૃષ્ટિએ પડે છે તે બધા બ્રહ્મવિદ્યાના માર્ગથી ભિન્ન માર્ગ છે. અને તે બ્રહ્માદિક લોકની પ્રાપ્તિ કરાવનારા છે. પણ તેથી કાંઇ પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. બ્રહ્મ માર્ગ તો તેથી ભિન્નજ છે. તે માર્ગમાં સર્વ પ્રકારની ઇષણાથી રહિત બ્રહ્મવેત્તા પુરૂષો નિવાસ કરે છે. નિષ્કામ વર્તનાર તેજરૂપ થએલ બ્રહ્મવેત્તા પણ તે રૂપને પામે છે.

એ પ્રમાણે પૂછતાં—

**सनत्सुजात उवाच—સનત્સુજાતબોલ્યા—કહે છે.**

**नाभाति शुक्लमिव लोहितमिवाथो**
**कृष्णमथार्जुनं वा काद्रवं वा ।**
**न पृथिव्यां तिष्ठति नान्तरिक्षे**
**नैतत्समुद्रे सलिलं बिभर्ति ॥२०॥**

અર્થ—હે રાજા ! બ્રહ્મસ્વરૂપ શુકલ. લાલ, કૃષ્ણ, ધૂસર અથવા પિંગળા રંગ જેવું દેખાતું નથી તેમ તે પૃથ્વી પર નથી, અંતરિક્ષમાં નથી તેમ સમુદ્રમાં નથી, તેમ પંચભૂતોમાં પણ નથી.

વિવરણ—બ્રહ્મ રૂપ રહિત હોવાથી શુક્લાદિ રૂપથી તે દેખાતું નથી. શ્રુતિ કહે છે કે—ततो यदुत्तरतरं तदरूपमनामयम् । તેથી જે ઉત્તરત્તર છે તે અનામય અરૂપ છે. તથા अशब्दमस्पर्शमरूपम् । શબ્દ રહિત, સ્પર્શ રહિત અને રૂપ રહિત છે. તેમજ બ્રહ્મ પૃથ્વી કે આકાશમાં પણ નથી. નારદજી સનત્કુમારને પૂછે છે કે स भगवः कस्मिन् प्रतिष्ठित इति स्वे महिम्नि' इति । હે ભગવાન્ તે (બ્રહ્મ) શામાં પ્રતિષ્ઠિત છે એ પ્રમાણે પૂછતાં સનત્કુમાર કહે છે કે તે પોતાના મહિમામાં સ્થિત છે. તેમ તે પંચભૂતાત્મક દેહમાં પણ નથી. ભગવાન્ ભાષ્યકાર કહે છે કે અત્ર ' સલિલ ' શબ્દ પંચભૂતના ઉપલક્ષણ સાથે સમજવો. કારણ કે શ્રુતિમાં અપ્ શબ્દપંચભૂતનો ઉપલક્ષક છે વળી પાંચમી આહુતિમાં આપ્ પુરૂષ રૂપ થાય છે. તેથી તે પુરૂષ વાચ્ય પણ છે. માટે જ્યારે બ્રહ્મ સંસારમાં વ્યાપક છે છતાં ઘડા વગેરેની પેઠે આવા પ્રકારના રૂપવાળું થાય છે—કહેવાય છે. પણ વસ્તુતઃ સંસારમાં તેનો પ્રવેશ નથી માટે બ્રહ્મ રૂપ રહિત છે.

ત્યારે કોઇને ક્યાંય દેખાયજ નહિ એમ કહે તો જવાબ આપે છે—

नैवर्क्षु तन्न यजुःषु नाप्यथर्वसु
नदृश्यते वै विमलेषु सामसु ।
रथन्तरे बार्हते वापि राजन्
महाव्रतस्यात्मनि दृश्यते तत् ॥२१॥

અર્થ—તે ઋગ્વેદમાં નથી, યજુર્વેદમાં, અથર્વવેદમાં તથા નિર્મળ એવા સામવેદમાં, રથંતર સામમાં, બાર્હદ્રથ સામમાં વગેરે કોઇ સ્થળે નથી. પણ હે રાજન્! તે પ્રથમ કહેલાં "જ્ઞાન સત્યાદિક" મહાવ્રત પાળનારના હૃદયમાં દેખાય છે.

વિવરણ—નામ રૂપાત્મક પ્રપંચથી બ્રહ્મ વિલક્ષણ છે જ્ઞાન વિના બીજા કશાથી મોક્ષ મળતો નથી શ્રુતિ કહે છે કે—नास्त्यकृतः कृतेन ।કૃતથી-કર્મ કરવાથી અકૃત-મોક્ષ મળતો નથી કારણ કે પરબ્રહ્મ નિત્ય છે ત્યારે કર્મનું ફળ અનિત્ય છે.

હવે બ્રહ્મનું સ્વરૂપ, તેનું દર્શન અને ફલ બે શ્લોકથી કહે છે—

अवारणीयं तमसः परस्ता-
त्तदन्ततोऽभ्येति विनाशकाले ।
अणीयरूपं च तथाप्यणीयसां
महत्तरूपं त्वपि पर्वतेभ्यः ॥२२॥
तदेतदह्ना संस्थितं भाति सर्वं
तदात्मवित्पश्यति ज्ञानयोगात् ।
तस्मिञ्जगत्सर्वमिदं प्रतिष्ठितं
य एतद्विदुरमृतास्ते भवन्ति ॥२३॥

અર્થ—તે અવારણીય બ્રહ્મ અજ્ઞાનથી પર છે. વિનાશકાલે–પ્રલય સમયે–જગત્ તેમાં સમાય છે. તે સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ છે. અને મેરૂ પર્વતથી પણ તે મોટું છે—આ સર્વ પ્રકાશ રૂપ બ્રહ્મમાં સ્થિત હોઇને ભાસે છે-પ્રકાશે છે. આત્મવિત્પુરૂષો જ્ઞાન યોગથી તેને જાણે છે. તે બ્રહ્મમાંજ સર્વ જગત્ રહેલુ છે. એ બ્રહ્મને જેઓ જાણે છે તે અમૃત રૂપ થાય છે.–મુક્ત થાય છે.

વિવરણ—પરમાત્મ સ્વરૂપ કોઇથી અટકાવી શકાય તેમ નથી કારણ તે સર્વત્ર વ્યાપક છે. યજુર્વેદમાં પરમાત્મ સ્વરૂપ વર્ણન કરતાં કહે છે કે न तस्य प्रतिमास्ति यस्य नाम महद्यशः । તેની–પરમાત્માની કોઇ ઉપમા નથી ખરે તેનો મહાન્ યશ છે. અથવા મહાયશ એવું એક પરમાત્માનું આરોપિત નામ છે. માટે જ તેને નામ રૂપથી પર કહેલ છે. જગત્ તેમાંથી ઉત્પન્ન થઇ તેમાંજ સમાય છે શ્રુતિ કહે છે કે—यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयं त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥ જેમાંથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઇ જેના વડે જીવે છે, પરિણામે નાશ થતાં જેમાં પેસે છે તેને જાણવાની જિજ્ઞાસા કર તેજ બ્રહ્મ. તે સૂક્ષ્મથી પણ ઝીણું છે. સર્વનું પ્રકાશક પણ તે બ્રહ્મજ છે શ્રુતિ કહે છે કે तस्य भासा सर्वमिदं विभाति । તેના પ્રકાશ વડે આ સર્વ પ્રકાશે છે. ટુંકામાં તેજ સર્વ રૂપે છે તેને જે જાણે છે તે સંસારમાંથી મુક્ત થાય છે.

**इति श्री सनत्सुजातीयभाष्ये यतिमुकुन्दाश्रमेणानुवादितो गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥**

ॐ

तत्सत्परमात्मने नमः

# चतुर्थोऽध्यायः ॥

ગત અધ્યાયમાં કહેવામાં આવ્યું છે કે-બ્રહ્મ તમથી પાર અને અવારણીય-અટકાવી ન શકાય એવું છે. એ રીતે બ્રહ્મ સ્વરૂપને નક્કી કરીને तदात्मवित्पश्यति ज्ञानयोगात्' । આત્મવિત પુરૂષો તેને જ્ઞાન યોગથી જાણે છે એમ જ્ઞાન યોગથી આત્મ દર્શન થાય છે એમ કહ્યું ફરીને પણ તેનું-બ્રહ્મનું સ્વરૂપ દેખાડીને યોગીઓ તે રૂપને જુએ છે એ વાત કહે છે.

**सनत्सुजात उवाच-સનત્સુજાત બોલ્યા-કહે છે.**

**यत्तच्छुक्रं महज्ज्योतिर्दीप्यमानं महद्यशः ।**
**यद्वै देवा उपासते यस्मादर्को विराजते ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१॥**

અર્થ—સનત્સુજાત કહે છે હે રાજા! જે શુદ્ધ છે. મહાજ્યોતિ રૂપ, પ્રકાશમાન્, મહદ્યશ, દેવતાઓ જેને ઉપાસે છે. જેનાથી સૂર્ય શોભે છે તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. ૧

વિવરણ—બ્રહ્મવિત્ પુરૂષો જે પરમાત્માને જ્ઞાન યોગથી જાણે છે. તેજ બ્રહ્મ છે. એ બ્રહ્મને શ્રુતિ નિર્વિશેષ કહે છે. અર્થાત્ તે સર્વ ધર્મ રહિત છે, છતાં બ્રહ્મમાં અધ્યસ્ત સંપૂર્ણ વિશ્વને તે પ્રકાશે છે. શ્રુતિ પણ કહે છે કે तस्य भासा सर्व मिदं विभाति । તે બ્રહ્મના પ્રકાશ વડે આ સર્વ જગત્ પ્રકાશે છે. તે પરમાત્માંમાં માયાનો

સંસર્ગ ન હોવાથી તેનેજ શુદ્ધ કહેવામાં આવે છે. તેજ પરમાત્માનું વેદમાં 'મહદ્યશ' એનું નામ આપ્યું છે. શ્રુતિ કહે છે तस्य नाममहद्यशः એ મહદ્યશ નામવાળા પરમાત્માની દેવતાઓ ઉપાસના કરે છે યથા શ્રુતિ. तं देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् । દેવો તેને જ્યોતિની જ્યોતિરૂપ અમૃત સમજીને ઉપાસે છે. તેનીજ સત્તાથી સૂર્ય પ્રકાશવાળો થઇ જગતને પ્રકાશ કરવામાં સમર્થ થાય છે येन सूर्यस्तपति तेजसेद्धः ॥ જેના તેજથી પ્રકાશવાળો સૂર્ય તપે છે. એવા સનાતન ભગવાનને યોગીઓ જ જાણી શકે છે. તેના સમ્બન્ધમાં દક્ષ કહે છે કે—स्वसंवेद्य हि तद्ब्रह्म कुमारी स्त्रीसुखं यथा । अयोगी नैव जानाति जात्यंधो हि यथा घटम् ॥ જેમ કુમારી, સ્ત્રીના મુખને જાણુતી નથી તેમ ભેદ દૃષ્ટિ બ્રહ્મને જાણુતી નથી. કારણુ તે સ્વસંવેદ્ય છે અર્થાત્ પોતાના અનુભવથી જાણુવા યોગ્ય છે. જેમ જન્માન્ધ પુરૂષ ઘડાને જાણુતો નથી તેમ અયોગી પુરૂષ પણુ બ્રહ્મને જાણુતો નથી.

હવે પરબ્રહ્મમાંથીજ હિરણ્યગર્ભાદિની ઉત્પત્તિ બતાવે છે.

**शुक्राद्ब्रह्म प्रभवति ब्रह्म शुक्रेण वर्धते ।**
**तच्छुक्रं ज्योतिषां मध्येऽतप्तं तपति तापनम् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥२॥**

શબ્દાર્થ—પૂર્વોક્ત શુદ્ધ બ્રહ્મમાંથી હિરણ્યગર્ભ નામક બ્રહ્મ ઉત્પન્ન થાય છે. તેમાંથી ઉત્પન્ન થએલ હિરણ્યગર્ભ તેનાથીજ વધીને વિરાટરૂપ થાય છે. તેજ બ્રહ્મ આદિત્યાદિ જ્યોતિથી પ્રકાશતું નથી. પણુ પોતેજ પ્રકાશે છે. અને સૂર્યાદિને પણુ પ્રકાશે છે. એવા સનાતન ભગવાનને યોગી જાણે છે. ૨

વિવરણુ—આ બીજો શ્લોક પહેલા શ્લોકના વિવરણુ રૂપે છે. આમાં બ્રહ્મ શબ્દનો અર્થ સમજાવ્યો છે. જે જગતને બૃહણુ કરે-વિસ્તૃત કરે તે બ્રહ્મ. એ બ્રહ્મ સર્વ જગતને પ્રકાશે છે. ભગવદ્ ગીતામાં

કહ્યું છે કે—यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् । यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् । સૂર્યમાં રહેલું જે તેજ સર્વ જગતને પ્રકાશે છે અને જે તેજ ચંદ્રમામાં અને અગ્નિમાં છે તે તેજ મારૂં છે એમ તારે જાણવું.

હવે પૂર્વ વાક્ય કહે છે—

**पूर्णात्पूर्णमुद्धरन्ति पूर्णात्पूर्णं प्रचक्षते ।**
**हरन्ति पूर्णात्पूर्णं च पूर्णेनैवावशिष्यते ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥३॥**

અર્થ—પૂર્ણમાંથી પૂર્ણને ગ્રહણ કરે છે. પૂર્ણમાંથી લીધેલ છે માટે તેને પૂર્ણ કહે છે. પૂર્ણમાથી પૂર્ણને લઇને પૂર્ણજ બાકી રહે છે તે સનાતન બ્રહ્મને યોગીઓજ જાણે છે.

વિવરણ—પૂર્ણ એટલે જેનો દેશથી, કાલથી કે વસ્તુથી વિભાગ થતો નથી તે પરમાત્મા તેમાંથી પૂર્ણ એટલે જીવરૂપે ગ્રહણ કરે છે પૂર્ણમાંથી ઉદ્ધૃત કરેલ જીવ પણ પૂર્ણ છે એમ વિદ્વાનો કહે છે. જીવાત્મામાં અવસ્થિત પૂર્ણરૂપ આત્મા જે દેહ, ઇન્દ્રિયમાં પ્રવિષ્ઠ છે તેને તેમાંથી સાક્ષીરૂપે ભિન્ન સમજી, દેહમાંથી ઉદ્ધાર કરે છે, ત્યારે તે પૂર્ણાનંદરૂપે અવશિષ્ટ રહે છે. पूर्णमेवावशिष्यते ॥ ઇતિ પાઠઃ । શ્રુતિ પણ એજ અર્થ કહે છે. पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ તે પૂર્ણ છે, અર્થાત્ तत् શબ્દવાચ્ય જગત્ કારણબ્રહ્મ પૂર્ણ છે. આ પૂર્ણ છે અર્થાત્ त्वं શબ્દ નિર્દિષ્ટ પ્રત્યગાત્મ-સ્વરૂપ પણ પૂર્ણ છે. આ તત્પદ અને त्वं પદની કેવી રીતે પૂર્ણતા છે તે બતાવે છે. પૂર્ણમાંથી-અનવચ્છિન્નમાંથી જીવ અને ઇશ્વર સ્વરૂપ થાય છે. માટે તે બેઉ પૂર્ણ છે. પૂર્ણ આત્મતત્વમાં સ્થિત પૂર્ણ રૂપને લઇને-અર્થાત્ તત્પદ અને त्वं પદનું શોધન કરીને છેવટ બ્રહ્મ સ્વરૂપજ રહે છે. એ પૂર્ણ સ્વરૂપ સનાતન ભગવાનને યોગીઓજ જાણે છે.

હવે द्वा सुपर्णा । એ મંત્રના અર્થને કહે છે.

**आपोऽथान्नयः सलिलं तस्य मध्ये**
**उभौ देवौ शिश्रियातेऽन्तरिक्षे ।**
**आदध्रीचः सीविषूचीर्वसाना-**
**वुभौ विभर्ति पृथ्वीं दिवं च ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥४॥**

**અર્થ**—તે પરમાત્મામાંથી આપ-જળ-ઉત્પન્ન કર્યું, તે જળમાંથી સલિલ સર્જ્યું. તે સલિલની મધ્યમાં અંતરિક્ષ બે દેવો આશ્રય કરીને રહેલા છે. તે દિશાઓ અને ઉપદિશાઓને ઢાંકતાં બેઉ દેવો પૃથ્વી અને સ્વર્ગને ધારણ કરે છે. તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. (૪)

**વિવરણ**—આ શ્લોકમાં આપ્, સલિલ વગેરે શબ્દો જળના પર્યાય જેવા છે. પણ તેના અર્થમાં જે રહસ્ય છે તે અત્રે સ્પષ્ટ કરવામાં આવે છે. એ પરમાત્મામાંથી પ્રથમ આપ્-જળ ઉત્પન્ન કર્યું. અત્રે આપ્ શબ્દ પંચભૂતનો ઉપલક્ષક છે. મહર્ષિ મનુ પણ કહે છે કે अप एव ससर्जादौ । પ્રથમ આપ્ સરજ્યું. અત્રે અપ્ શબ્દ સૂક્ષ્મ સૃષ્ટિ સૂચક છે. ત્યાર પછી તે જલમાંથી સલિલ ઉત્પન્ન કર્યું. સલિલ શબ્દ સ્થૂલ ભૂતાદિ સૃષ્ટિ સૂચક છે. તે સ્થૂલ દેહની મધ્યે હૃદય આકાશમાં જીવ અને પરમાત્મા બે ચૈતન્ય દેવો પ્રકાશ્યા કરે છે. તેમજ તે દિશાઓ અને ઉપદિશાઓને પણ ઢાંકે છે. તે બન્ને પૃથ્વી અને સ્વર્ગને ધારણ કરે છે. તેમાં એક જીવ પોતાના સ્વાભાવિક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપને ન જાણતાં, દેહ વિગેરેમાં આત્મબુદ્ધિ કરીને ભૌતિક લક્ષણવાળો, કર્મફલ પ્રમાણે મળનારો દેહ ધારણ કરી તે દ્વારા સુખદુઃખનો અનુભવ કરે છે. બીજો પોતાના આત્મપ્રકાશને

ધારણ કરે છે. શ્રુતિ પણ કહે છે કે "द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यं पिप्पलं स्वाद्वत्यनश्नन्योऽभिचाकशीति ॥ બે સખાઓ એક શરીરરૂપ વૃક્ષમાં રહે છે. તેમાંથી એક સુખદુઃખને ભોગવે છે અને બીજો ભોગવ્યા વિના પ્રકાશે છે. જે પોતાની માયાવડે પોતાના સ્વરૂપના પ્રાણાદિ અનન્ત ભેદ કરીને તેમાં પ્રવેશી સર્વના સાક્ષીરૂપે રહે છે, તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે.

હવે જ્ઞાનીની આત્મામાં સ્થિતિ બતાવે છે.

**चक्रे रथस्य तिष्ठन्तं ध्रुवस्याव्ययकर्मणः ।**
**केतुमन्तं वहन्त्यश्वास्तं दिव्यमजरं दिवि ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥९॥**

**અર્થ**—અવિનાશી અવ્યય કર્મવાળા રથચક્રમાં બેઠેલા જીવને ઇન્દ્રિયોરૂપ ઘોડા અલૌકિક જન્મ મરણ રહિત પૂર્ણ બ્રહ્મમાં લઇ જાય છે. તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે.

**વિવરણ**—શરીર નાશવાળું છે પણ તેનાં કર્મ ફળ આપ્યા વિના નાશ પામતાં નથી. તેથી કર્માનુસાર તેને ત્રણ લોકમાં ફરવું પડે છે. એ કર્મ તેને ચક્રરૂપે ફેરવે છે. એટલે દેહરૂપી રથ છે તેનાં શુભ અને અશુભ કર્મ બે ચક્ર છે. ઇન્દ્રિયો તેને જોડેલા ઘોડા છે. તે બુદ્ધિવાળા જીવને અપ્રાકૃત–જરામરણ રહિત, પ્રકાશમય, પૂર્ણ જ્ઞાન સ્વરૂપમાં લઇ જાય છે. જો કે ઇન્દ્રિયોનો સ્વભાવ વિષયમાંજ દોડવાનો છે. તો પણ જો વિજ્ઞાનાત્મક બુદ્ધિ તેનો નિયામક હોય છે તો તે પુરૂષને પરમાત્મા તરફજ લઇ જાય છે. બહારના વિષય તરફ લઇ જઇ શક્તી નથી. તે વાત કઠોપનિષદ્‌માં કહેવામાં આવી છે. आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रह मेव च इन्द्रियाणि हयानाहु र्विषयांस्तेषु गोचरान् आत्मेन्द्रियमनोयुक्तं भोक्ते त्याहुर्म-

नीषिणः । विज्ञानसारथि र्यस्तु मनः प्रग्रहवान्नरः । सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ અર્થ—શરીર એ રથ છે. આત્મા રથમાં બેસવાવાળો છે. બુદ્ધિ એ સારથી છે, મન એ લગામ છે. ઇન્દ્રિયો ઘોડા છે. વિષયો તેમને જવાનો માર્ગ છે. ઇન્દ્રિય તથા મન સહિત આત્મા ભોક્તા છે એમ વિદ્વાનો કહે છે, જેના રથની લગામ વિદ્વાન્ સારથિના હાથમાં હોય છે તે સંસાર સમુદ્રની પાર જાય છે તે વિષ્ણુનું પરમપદ છે. તે સનાતન પરમાત્માને યોગીઓ જાણે છે.

પરમાત્મ સમાન બીજું કાંઇ નથી તે કહે છે.

न सादृश्ये तिष्ठति रूपमस्य
न चक्षुषा पश्यति कश्चिदेनम् ।
मनीषयाथो मनसा हृदा च
य एनं विदुरमृतास्ते भवन्ति ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥६॥

અર્થ—આ પરમાત્માનું રૂપ કોઇની સમાન નથી. અને આંખો જોઇ શકતી નથી. જે પુરૂષ નિશ્ચયાત્મક બુદ્ધિથી હૃદયમાં નિગ્રહ કરેલા મન વડે એ પરમાત્માને જાણે છે તે અમૃત થાય છે. જન્મ મરણથી મુક્ત થાય છે. તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. ૬

વિવરણ—આપણે સૃષ્ટિમાં જેટલા આકારો જોઇએ છીએ તથા કલ્પી શકીએ. તેમાંના એકે આકારના જેવો પરમાત્માનો આકાર નથી. માટે શ્રુતિ કહે છે કે न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥ તે પરમાત્માને કશાની ઉપમા આપી શકાય તેમ નથી. માટે તે ઉપમાનનો વિષય નથી. તેમ કોઇ નેત્રાદિ ઇન્દ્રિયો પરમાત્માને જોઇ શકતી નથી. યથા શ્રુતિ. अशब्दमस्पर्शमरूपमव्ययम् । પરમાત્મા શબ્દ, સ્પર્શ, તથા રૂપ રહિત છે. અને અવિનાશી છે. ત્યારે તે પરમાત્મા

શી રીતે જાણી શકાય ? તે બાબતનો જવાબ આપતાં કહે છે કે મનીષયા–નિશ્ચયવાળી બુદ્ધિ વડે, સંકલ્પ વિકલ્પ રૂપ મનને હૃદયમાં સ્થિર કરીને શુદ્ધ હૃદયવાળો. પરમાત્માને હૃદયમાં જુએ છે, પરમાત્માનું પ્રાપ્તિ સ્થાન હૃદય જ છે. શ્રી પરમાત્માના અનુગ્રહથી જે એ પરમાત્માને ' તે પરમાત્મા હું છું ' એમ જાણે છે તે મરણ ધર્મથી છૂટી જાય છે. હૃદયમાં પરમાત્મા છે માટે હૃદયનેજ પરમાત્મા કહે છે. स एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तं हृदयं । तस्माद्धृदयमिति अहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ આ તે આત્મા તેના હૃદયમાંજ છે. માટે હૃદયને આત્મા કહેલ છે. તેથી જે હમેશાં ' હૃદય આત્મા છે ' એ પ્રમાણે જાણનારો ઉત્તમ લોકને પામે છે. તેમજ यस्य देवे परा भक्तिर्यथादेवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ જેની દેવમાં પરમ ભક્તિ છે. જેવી દેવમાં છે તેવીજ ભક્તિ ગુરૂદેવમાં છે. તે મહાત્માના મનમાં કહેલા અર્થનો પ્રકાશ થાય છે. તે પ્રકાશરૂપ સનાતન પરમાત્માને યોગીઓ જાણે છે.

• જો ઇન્દ્રિયો વિષયમાં પ્રવૃતિ કરે છે તો મહાન્ અનર્થ થાય છે તે કથન કરે છે.

**द्वादशपूगाः सरितो देवरक्षिता मध्वी शेते ।**
**तदनुविधायिनस्तदा संचरन्ति घोरम् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवंतं सनातनम् ॥७॥**

**અર્થ**—બાર પૂગોવાળી, દેવ જેનું રક્ષણ કરે છે એવી વિષયરૂપ નદીમાં પોતાના ઇચ્છિત વિષયોને પામી તેને અનુસરનારા જીવો સંસારમાં વારંવાર જન્મ મરણને પામે છે. માટે ઇન્દ્રિયોને પરમાત્મા તરફ વાળવી. એ સનાતન ભગવાનને યોગીઓ જાણે છે.

**વિવરણ**—પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ તે બારને ધારણ કરનાર પુરૂષો અનેક હોવાથી તેને પૂગ–સમૂહ કહે-

વામાં આવે છે. તેમાં ખેંચાતા પુરૂષો પોતપોતાના ઇચ્છિત વિષયોને ભોગવે છે. જેથી તેને અનુસરતાં સંસારમાં અથડાય છે. જન્મમરણરૂપ નદીના પ્રવાહમાં ઉંચા નીચા થયાજ કરે છે. અથવા બારપૂગોની બીજી રીતે પણ ગણના કરવામાં આવે છે. જેમ—चित्तादि पूगः स्मरणादिपूगः श्रोत्रादिपूगः श्रवणादिपूगः । वागादिपूगः वचनादिपूगः शब्दादिपूगः विषयादिपूगः ॥ प्राणादिपूगः श्वसनादिपूगः । संस्कारपूगः सुकृतादि पूगः । एतैर्महापूगवरैरविद्यानद्यामधश्चोपरि चैति जीवः ॥ અર્થ—ચિત્તાદિ સમૂહ, સ્મરણાદિક સમૂહ, શ્રોત્રાદિક સમૂહ, શ્રવણાદિક સમૂહ, વાગાદિક સમૂહ, વચનાદિક સમૂહ, શબ્દાદિક સમૂહ. વિષયાદિક સમૂહ, પ્રાણાદિક સમૂહ, શ્વસનાદિક સમૂહ, સંસ્કાર સમૂહ, સુકૃતાદિ સમૂહ, આ સર્વ સમૂહો રૂપ તરંગો વડે જીવ અવિદ્યા નદીમાં ઉપર નીચે ગોથાં ખાધા કરે છે. માટે તેમાંથી ઇન્દ્રિયોને પાછી વાળી આત્માભિમુખ કરવી. તે સનાતન આત્માને યોગીઓ જાણે છે.

દષ્ટાન્ત સિદ્ધાન્તને કથન કરે છે.

**तदर्धमासंपिबति संचितं भ्रमरो मधु ।**
**ईशानः सर्वभूतेषु हविर्भूतमकल्पयत् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥८॥**

અર્થ—જેમ ભ્રમર અર્ધો માસ મધ એકઠું કરે છે અને અર્ધો મહિનો તેનું પાન કરે છે તેમ ભ્રમણ સ્વભાવવાળો જીવ પણ પૂર્વ જન્મમાં એકઠાં કરેલાં કર્મ આ જન્મમાં ભોગવે છે. પરમેશ્વર દરેક જીવનાં કર્મ પ્રમાણે વિષયો યોજન કરે છે. તે સનાતન પરમેશ્વરને યોગીઓ જાણે છે. ૮

વિવરણ—જીવ જે કર્મ કરે છે તે કર્મ પ્રકાણે તે સ્વર્ગ અથવા નર્કમાં જાય છે. ત્યાં સુખ દુઃખ ભોગવી બાકીનાં સંચિત કર્મો ભોગવવા તે આ લોકમાં આવે છે. એક જન્મમાં કરેલાં કર્મ

બીજા જન્મમાં ભોગવે છે. એ વાતને ભ્રમરના દાખલાથી સમજાવી છે. જીવ પોતાનાં કર્મફળ ભોગવવા આ લોકમાં આવે છે. તેમાં શ્રુતિનું પ્રમાણ છે કે—यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तते । तद्यइह रमणीयचरणा अभ्याशो ह तेरमणीयां योनिमापद्यन्ते कपूयचरणाः कपूयां योनिमापद्यन्ते । અર્થ—પુણ્યકર્મ હોય છે ત્યાં સુધી જીવ સ્વર્ગમાં રહીને પછી આ મર્ત્ય લોકનાજ માર્ગે પાછો આવે છે. તેમાં જેઓ પુણ્ય કર્મ કરનારા હોય છે, તેઓ તુરત પવિત્ર યોનિમાં જન્મ લઇને અવતરે છે. અને જે ખરાબ કર્મ પાપ કરનારો હોય છે તે નીચ યોનિમાં જન્મ ધારણ કરે છે. જીવનાં કર્મની વ્યવસ્થા કરનાર પરમેશ્વર છે તેને યોગીઓ જાણે છે.

જે જીવો વિષયોને ભોગવતા ને ભ્રમણ કરતા સંસારમાં સદા ફર્યાંજ કરે છે તે જ્ઞાનને પ્રાપ્ત કરીને મુક્ત થાય છે. એ શંકાનું સમાધાન કરે છે—

**हिरण्यपर्णमश्वत्थमभिपत्य ह्यपक्षकाः ।**
**तत्र ते पक्षिणो भूत्वा प्रपतन्ति यथा सुखम् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥९॥**

અર્થ—પાંખ વિનાનાં પક્ષીઓ હિરણ્યના પાંદડાવાળાં વૃક્ષોનો આશ્રય કરીને, ત્યાં પાંખવાળાં થઈને મનગમતી દિશામાં ઊડી જાય છે. જેને જાણીને-અથવા જેનો આશ્રય કરીને પક્ષીઓ પાંખવાળાં થાય છે તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. ૯

વિવરણ—જેઓ જ્ઞાન રહિત છે. તેઓ સંસારમાં ફર્યા કરે છે. તેઓ હિરણ્ય પત્રવાળા અશ્વત્થને પામીને પક્ષવાળા થાય છે. ભગવાન્ શંકરાચાર્ય હિરણ્યનો અર્થ કરે છે કે हितं च रमणीयं चेति हिरण्यं । हितं रमणीयं च पर्णं यस्याश्वत्थस्य । स हिरण्यपत्रमश्वत्थ ॥

જેના પાંદડાં હિત કરનાર અને સુંદર છે એવો અશ્વત્થ શ્વો न तिष्ठतीति अश्वत्थ । જે આવતી કાલે રહે નહિ તે. આ શ્લોકમાં સંસારને અશ્વત્થનું રૂપક આપ્યું છે. ઇશ્વરમાં જીવપણું કેવી રીતે આવ્યું? એ પ્રશ્નનો આમાં ઉત્તર છે. એ અશ્વત્થનાં પાંદડાં ઉપર ઉપરથી રમણીય હોવાથી મનને હરણ કરે તેવાં હોય છે. તેવા સુંદર વૃક્ષનો જીવાત્માઓ આશ્રય કરે છે. એટલે વેદાધિકારવાળાં દ્વિજાતિ શરીરો પામે છે. ત્યાં સ્વવર્ણાશ્રમ યોગ્ય નિષ્કામ કર્મદ્વારા ચિત્ત શુદ્ધિ પ્રાપ્ત કરી જ્ઞાન રૂપ પાંખો મેળવે છે. બ્રાહ્મણ ભાગમાં કહ્યું છે કે यो वै विद्वांसस्ते पक्षिणो ये अविद्वांसस्ते अपक्षाः ॥ જે વિદ્વાન્–જ્ઞાની છે તે પાંખવાળા છે અને જે અજ્ઞાની છે તે પાંખ રહિત છે. જ્ઞાનીઓ જેને જાણીને મુક્ત થાય છે તે સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે.

વારંવાર એમ કહેવામાં આવ્યું છે યોગીઓ પરમાત્માને જાણે છે તો હવે યોગને કહી બતાવે છે.

अपानं गिरतिप्राणः प्राणं गिरति चन्द्रमाः ।
आदित्यो गिरते चन्द्रमादित्यं गिरते परः ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१०॥

અર્થ—પ્રાણ અપાનને ગળી જાય છે. બુદ્ધિ મનને ગળી જાય છે, અને પરમાત્મા બુદ્ધિને ગળી જાય છે. તે પરમાત્મા સનાતન છે તેને યોગીઓ જાણે છે.

વિવરણ—યોગીઓ અપાનનો પ્રાણમાં ઉપસંહાર કરે છે અને પ્રાણનો મનમાં ઉપસંહાર કરે છે મૂલમા પ્રાણને ચંદ્ર ગળી જાય છે એવો અર્થ દેખાય છે. ચન્દ્રમા મનનો અધિદૈવ છે. માટે ચન્દ્ર શબ્દથી મન સમજવું. તેમ બુદ્ધિના અધિદેવ સૂર્ય છે માટે આદિત્ય-સૂર્ય શબ્દથી બુદ્ધિ જાણવી. માટે જ્ઞાતાઓ કહે છે કે. સમાધિ વખતે

અપાનને પ્રાણમાં, પ્રાણને મનમાં, મનને બુદ્ધિમાં અને બુદ્ધિને પરમાત્મામાં લીન કરવી. પછી સ્વભાવિક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મમાં સ્થિર રહેવું.

પરમાત્મા જીવભાવને કેમ પામી રહે છે તે દેખાડે છે.

**एकं पादं नोत्क्षिपति सलिलाद्धंस उच्चरन् ।**
**तं चेत्सततमुत्क्षिपेन्न मृत्युर्नामृतं भवेत् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवंतं सनातनम् ॥११॥**

અર્થ—ઉંચે ફરતો હંસ પોતાના એક પાદને ઉપાડતો નથી. જો તે એક પગને ઉપાડી લેતો પછી તેને સંસાર કે મોક્ષ થતો નથી. તેવા સ્વરૂપ ને સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે. ૧૧

વિવરણ—हन्ति अविद्यां तत्कार्यं चेति हंसः । અવિદ્યા અને તેના કાર્યને હણે છે. માટે હંસ પરમાત્મા. તે ભૂત ભૌતિક રૂપ સંસાર માંથી—સલિલમાંથી—એક પગને—જીવ ભાવ રૂપ પગને ઉંચો કરતો નથી. બાકી તેના ત્રણ પાદો તો અમૃત રૂપ છે શ્રુતિ કહે છે કે सोऽयमात्मा चतुष्पादः । તે આ આત્મા ચાર પાદવાળો છે. તે પોતાના જીવરૂપ પાદને પોતાની માયાથી પ્રાણ વગેરે અનેક ભેદ કરી તેમાં જીવરૂપે પ્રવેશીને રહેલ છે શ્રુતિ કહે છે કે रूपं रूपं प्रतिरूपो बभूव ॥ તે દરેક રૂપમાં પ્રવેશીને બહુ રૂપે થએલ છે. જો જીવ દેહાભિમાનનો ત્યાગ કરી દેતો પછી તેને બંધ—સંસાર, કે મોક્ષ એકે રહે નહિ. એજ વાત અથર્વણ શ્રુતિ કહે છે કે— एकं पादं नोत्क्षिपति सलिलाद्धंस उच्चरन् । स चेदुत्क्षिपेत्पादं न मृत्युर्नामृत भवेत् ॥ અર્થ શ્લોકાનુસારજ છે. એક પાદ રૂપ જીવ ત્રિપાદ રૂપ પરમાત્મામાં રહેલ છે. તે સનાતન પરમાત્માને યોગીઓ જાણે છે.

લિંગ શરીરની ઉપાધિથીજ પરમાત્મામાં જીવ ભાવ છે એ વાત સ્પષ્ટ કરે છે.

**अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा**
**लिङ्गस्य योगेन स याति नित्यम् ।**
**तमीशमीड्यमनुकल्पमाद्यं**
**पश्यन्ति मूढा न विराजमानम् ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१२॥**

**અર્થ**—તે અન્તરાત્મા પુરૂષ લિંગ શરીરના યોગથી અંગુષ્ઠ માત્ર–અંગુઠા જેવડા–થઇને નિત્ય સંસારમાં ફરે છે. તે સર્વના શાસક અનેક સ્વરૂપ, સ્તુતિ કરવા યોગ્ય વિરાજમાન્ પરમાત્માને મૂઢ પુરૂષો જાણી શકતા નથી. તે સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે. ૧૨

**વિવરણ**—હૃદયાકાશ અંગુઠા જેવડું હોવાથી તેમાં રહેલા પરમાત્માને અંગુઠા જેવડા કહેવામાં આવે છે અથવા લિંગ શરીર અંગુઠા જેવડું હોવાથી તેના યોગે અંતરાત્મા પુરૂષને અંગુઠા જેવડા કહેવામાં આવે છે. વસ્તુતઃ આત્મા અખંડ છે. પણ લિંગ શરીરની ઉપાધિથી ઘટાકાશની પેઠે પરિચ્છિન્ન જેવો દેખાય છે. જેમ વાદળાં ચાલતાં હોવાથી ચંદ્રમા ચાલતો હોય તેવો દેખાય છે તેમ લિંગ શરીરના ગમનાગમનથી વ્યાપક આત્મા જતો આવતો ભાસે છે. તે સૂક્ષ્મ શરીરની ઉપાધિવાળો આત્માજ સર્વનો નિયામક, સ્તુતિ કરવા યોગ્ય, સર્વમાં પ્રવેશ કરી ભેદભાવની કલ્પના કરનારો, સર્વનો આદિ સદા અપરોક્ષ વિરાજમાન છે. તેને અવિવેકીઓ–દેહાભિમાનીઓ જોઇ શકતા નથી–જાણી શકતા નથી. તે આત્મ સ્વરૂપને યોગીઓજ જાણે છે.

ઇન્દ્રિયો અને વિષયો અનર્થ કારક છે તે વર્ણવે છે.

गूहन्ति सर्पा इव गह्वरेषु
क्षयं नित्वा स्वेन वृत्तेन मर्त्यान् ।
ते विप्रमुह्यन्ति जना विमूढा-
स्तैर्दत्ता भोगा मोहयन्ते भवाय ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१३॥

**અર્થ**—જેમ સર્પો દરમાંથી નીકળીને માણસને દંશ કરીને. તેનો નાશ કરીને પાછા રાફડામાં ભરાઇ જાય છે. તેમ વિષયો પણ ઇન્દ્રિય રૂપ દરમાંથી નીકળી માણસને વિષય રૂપ વિષ પ્રદાન કરીને તેને આત્માની વિસ્મૃતિ રૂપ મૃત્યુ પમાડીને, પાછા ઇન્દ્રિય રૂપ ગૂહામાં ભરાઇ જાય છે. વિષયો મૂઢ માણસોને મોહ પમાડે છે તેમજ વિષયથી મળેલા ભોગ પણ જનતાને મોહ પમાડી સંસાર ચક્રમાં ભમાવે છે. જેને જાણ્યા વિના જીવાત્મા સંસારમાં અથડાય છે. તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. ૧૩

**વિવરણ**—આ શ્લોકમાં વિષયોને સર્પની અને ઇન્દ્રિયોને તેનાં દરની ઉપમા આપી છે. જેમ સર્પ દરમાં ભરાઇ રહે છે. જ્યારે સમય આવે ત્યારે નીકળી મનુષ્યને દંશ કરી મૃત્યુ પમાડી પાછો બીલમાં ભરાઇ જાય છે. તેમ વિષયો પણ ઇન્દ્રિયોમાં ભરાઇ રહે છે ને સમય મળતાં પ્રકટ થઈ જીવાત્માને વિષયા સક્તિ રૂપ વિષ ચડાવી આત્મ વિસ્મૃતિ રૂપ મૃત્યુ પમાડી, સંસારમાં ભટકતો રાખે છે. જેને જાણ્યા પછી મૂઢની પેઠે જીવાત્મા જગતના પદાર્થોમાં મોહ પામતા નથી તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે.

જ્ઞાની પુરૂષને પ્રાપ્ત થનાર મોક્ષના સ્વરૂપ કહે છે.

असाधना वापि ससाधना वा
समानमेतद्दृश्यते मानुषेषु ।

समानमेतदमृतस्येतरस्य
युक्तास्तत्र मध्व उत्सं समापुः ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१४॥

અર્થ—જેઓ શમાદિ સાધન રહિત છે, તથા જેઓ શમાદિ સાધન સહિત છે તે સર્વ મનુષ્યોમાં જ્ઞાનીને આત્મા સરખો દેખાય છે. સંસારનું અને મોક્ષનું સ્વરૂપ તેને સમાન લાગે છે. તે સર્વમાં જે આત્માનું સંધાન કરનારા છે તે પૂર્ણાનંદ બ્રહ્મને જાણે છે. તે બ્રહ્મના સનાતન સ્વરૂપને યોગીઓ જાણે છે. ૧૪

વિવરણ—જ્ઞાની પુરૂષના અંતઃકરણમાં અવિદ્યા રૂપ આવરણનો ભંગ થએલો હોવાથી, તેને સર્વત્ર નિર્વિકાર, અવિનાશી આત્માજ દેખાય છે, તે બાબત આ શ્લોકમાં સ્પષ્ટ કરી છે. સર્વત્ર તેની બ્રહ્મ દૃષ્ટિ હોવાથી તેના કર્ણમાં स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान् ॥ તે પરબ્રહ્મ સારાં કર્મથી શ્રેષ્ઠ થતો નથી અને ખરાબ કર્મથી નાનો થતો નથી. આશ્રુતિનાદ સદા ગુંજતો હોય છેતેથી તેને સંસાર અને મોક્ષ અવસ્થામાં પણ આત્મા નિર્વિકાર દેખાય છે. અર્થાત્ બ્રહ્મ અસંગ છે. શ્રુતિ કહે છે કે असंगोह्ययं पुरुषः ॥ આત્મા અસંગ છે. તેથી તેને પુણ્ય પાપ સ્પર્શ કરતાં નથી. એ આત્માને જાણનાર અખંડ આનંદનો અનુભવ કરે છે. તે સનાતન આનંદ રૂપ આત્માને જાણે છે.

उभौ लोकौ विद्यया व्याप्य यान्ति
तदाहुतं चाहुतमग्निहोत्रम् ।
मा ते ब्राह्मी लघुता मादधीत
प्रज्ञानं स्यान्नाम धीरा लभन्ते ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवंतं सनातनम् ॥१५॥

**અર્થ**—વિદ્વાન પુરૂષ બ્રહ્મવિદ્યા વડે આલોક અને પરલોકમાં વ્યાપી જાય છે. તેથી તેણે નહિ હોમેલું અગ્નિહોત્રમાં પણ હોમેલું થાય છે. બ્રહ્મવિદ્યા તારી હલકાઈ ન કરે. બ્રહ્મનું નામજ પ્રજ્ઞાન છે. તે પ્રજ્ઞાનને ધીર પુરૂષો મેળવે છે. તેજ સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. ૧૫

**વિવરણ**—જે પુરૂષના અંતઃકરણમાં નિત્યાનિત્ય વસ્તુના વિવેકાદિ સાધનોનો પરિપાક થતાં જેની બુદ્ધિ બ્રહ્માકાર થએલી છે તેજ પુરૂષ વિદ્વાન્ છે. એવો વિદ્વાન્ "હુંજ આ સર્વ જગત રૂપ છું" એવી સર્વાત્માકાર વૃત્તિથી આ લોક અને પરલોકને પ્રકાશતો પ્રારબ્ધાનુસાર બેઉ લોકમાં વિહાર કરે છે. તે સમયે તેણે અગ્નિહોત્ર હોમ્યું નથી છતાં હોમેલુંજ ગણાય છે. અર્થાત્ જ્ઞાનને વિશે સર્વ કર્મનો સમાવેશ થાય છે શ્રી કૃષ્ણચંદ્ર કહે છે सर्वं कर्माऽखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ હે અર્જુન સંપૂર્ણ કર્મ જ્ઞાનમાં સમાપ્ત થાય છે. પ્રજ્ઞાન એવુ બ્રહ્મનુંજ નામ છે. શ્રુતિ કહે છે કે प्रज्ञानं ब्रह्म । બ્રહ્મ પ્રજ્ઞાન છે. તે પ્રજ્ઞાન બ્રહ્મને ધીમાન્ પુરૂષો મેળવે છે. બુદ્ધિશાળી જે બ્રહ્મને મેળવે છે. બુદ્ધિશાળી જે બ્રહ્મને મેળવે છે તે સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે.

**एवं रूपो महानात्मा पावकं पुरुषो गिरन् ।**
**यो वै तं पुरुषं वेद तस्येहात्मा न रिष्यते ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१६॥**

અર્થ—એવા સ્વરૂપવાળો મહાન્ આત્મા–પુરૂષ–પાવકને કારણ સહિત કાર્યને ગળી જાય છે. એવા તે પુરૂષને જાણે છે. તેનો આત્મા આ દેહમાં નાશ પામતો નથી. જે આત્મા અવિનાશી છે તેજ સનાતન ભગવાન છે અને તેને યોગીઓ જાણે છે.

**વિવરણ**—ઉપર જે પ્રજ્ઞાન બ્રહ્મનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે તે પુરૂષજ મહાન આત્મા છે. તે પાવકરૂપ જે સંસાર તેને તથા તેના કાર્ય અજ્ઞાનને ગળી જાય છે. જેમ સૂર્યની અંદર ખોળનારને અંધારૂં મળતુંજ નથી, તેમ સચ્ચિદાનંદ જ્ઞાનૈકરસ પૂર્ણ બ્રહ્મમાં પણ અજ્ઞાનનો પત્તો લાગતો નથી. જે પુરૂષ એ પુરૂષ સ્વરૂપને ' એ હુંજ છું ' એમ અભેદ સ્વરૂપે જાણે છે, તેનો આત્મા આ દેહમાં નાશ પામતો નથી. કારણ કે જ્ઞાની પુરૂષના પ્રાણ આ શરીરમાંથી નીકળતા નથી, પણ આત્મામાંજ લય પામે છે. શ્રુતિ કહે છે કે—उदस्मात्प्राणाः क्रामन्ति आहो नेति नेति हो वाच याज्ञवल्क्योऽत्रैव समवनियन्ते । न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति य एवं वेद । જ્ઞાનીના શરીરમાંથી પ્રાણ નીકળે કે નહિ? યાજ્ઞવલ્કય કહે છે કે—ના. અહિંજ આત્મામાં તેના પ્રાણ લય પામે છે. તેના પ્રાણ બહાર નીકળતા નથી, બ્રહ્મરૂપ થએલો બ્રહ્મનેજ પામે છે. એ સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે.

પૂર્ણબ્રહ્મના જ્ઞાનથીજ આત્મા અવિનાશી સમજાય છે.

**तस्मात्सदा सत्कृतः स्यान्न मृत्युरमृतं कुतः ।**
**सत्यानृते सत्यसमानुबन्धिनी**
**सतश्च योनिरसतश्चैक एव ॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥१७॥**

**અર્થ**—તેથી તે સદા સત્કૃત થાય છે–બ્રહ્મરૂપ થાય છે. જ્યાં તેને મૃત્યુ–બંધ–જ નથી, તો પછી મોક્ષ પણ ક્યાંથી હોય? સત્ય, ઘટાદિક અને મિથ્યા રજ્જુ સર્પાદિ પણ બ્રહ્મનેજ આધારે છે. તે એકજ સતનું અને અસતનું કારણ છે. તે સનાતન ભગવાનને યોગીઓ જાણે છે. (૧૭)

**વિવરણ**—વિવેકી પુરૂષ પોતાને સદા સચ્ચિદાનંદરૂપ માને છે

તેથી તે સત્કૃત થાય છે. પછી તેને જન્મમરણ રૂપ સંસાર રહેતો નથી, તો પછી અમૃત-મોક્ષ પણ ક્યાંથી સંભવે? ન જ સંભવે. કેમકે બંધની અપેક્ષાએ મોક્ષ છે. વસ્તુતઃ આત્મામાં તે નથી. શ્રુતિ કહે છે કે मृत्युर्नास्ति अमृतं कुतः ॥ મૃત્યુ નથી તો અમૃત ક્યાંથી હોય? સર્વ જગત્ બ્રહ્મને અધિન છે. અને સર્વ કારણ પણ બ્રહ્મ છે. તે સનાતન બ્રહ્મને યોગીઓ જાણે છે.

**अङ्गुष्ठ मात्रः पुरुषोऽन्तरात्मा**
**न दृश्यतेऽसौ हृदये निविष्टः**

**अजश्चरो दिवारात्रमतन्द्रितश्च ।**
**स तं मत्वा कविरास्ते प्रसन्नः ॥१८॥**

**અર્થ**—હૃદયમાં રહેલ અંગુઠા જેવડો અન્તરાત્મા પુરૂષ દૃષ્ટિનો વિષયનથી. તે જન્માદિ રહિત છતાં દિવસ અને રાત્રિ પ્રમાદ રહિત થઇને સર્વના આત્મા રૂપે પોતાને જાણીને કવિ કૃતાર્થ થાય છે.

વિવરણ—હૃદયની ઉપાધિને લઇને પરમાત્મા અલ્પ પરિણામ-વાળા છે, છતાં તે સર્વત્ર વ્યાપક છે. તે રૂપાદિથી રહિત હોવાથી નજરે પડતો નથી. અધિકારી પુરૂષ તે પરમાત્માને પોતાના સ્વરૂપે સમજી, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોષથી પૃથક્ જોઇને કવિ-જ્ઞાની-પ્રસન્ન-નિર્મળ બની જાય છે. કૃત-કૃત્ય થાય છે.

**तस्माच्च वायुरायातस्तस्मिंश्च प्रलयस्तथा ।**
**तस्मादग्निश्च सोमश्च तस्माच्च प्राण आगतः ॥१९॥**
**तत्प्रतिष्ठा तदमृतं लोकास्तद्ब्रह्म तद्यशः।**
**भूतानि जज्ञिरे तस्मात्प्रलयं यान्ति तत्र च ॥२०॥**

અર્થ—તે પરમાત્મામાંથી વાયુ વગેરે ભૂત ઉત્પન્ન થાય છે. અને તેમાંજ લય પામે છે. તે બ્રહ્મમાંથીજ અગ્નિ, સોમ અને પ્રાણ ઉત્પન્ન થાય છે. તેમાંજ વિશ્વની સ્થિતિ છે, તેજ અમૃત છે. તે બ્રહ્મ છે. તે યશ છે. તેમાંથી ભૂતો-લોકો ઉત્પન્ન થયાં છે ને છેવટ તેમાંજ લય પામે છે. ૧૯-૨૦

વિવરણ—સર્વ સંસાર પરમાત્મામાંથી ઉત્પન્ન થયો છે. યથાશ્રુતિ तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । તે એ પરમાત્મામાંથી પ્રથમ આકાશ ઉત્પન્ન થયું છે. આકાશથી વાયુ થયો. વાયુથી અગ્નિ થયો. અગ્નિથી પાણી થયું, પાણીથી પૃથ્વી ઉત્પન્ન થઇ. એ રીતે પાંચે ભૂતો પરમાત્મામાંથી ઉત્પન્ન થયાં છે ને પાછાં તેમાંજ લય પામે છે.

એજ વાતનું વિવેચન કરે છે—

**उभौ च देवौ पृथिवीं दिवं च**
**दिशश्च शुक्रं भुवनं बिभर्ति ।**
**तस्माद्दिशः सरितश्च स्रवन्ति**
**तस्मात्समुद्रा विहिता महान्तः ॥२१॥**

અર્થ—તે આનંદ સ્વરૂપ બ્રહ્મ ઇશ્વર તથા જીવ એવા બે દેવોને પૃથ્વીને, સ્વર્ગને, દિશાઓને, શુક્રને, અને ચૌદ ભુવનને ધારણ કરે છે તેનાથી દિશાઓ ઉત્પન્ન થએલી છે. તેનાથીજ નદીઓ વહે છે. તેનાથીજ મહાન સમુદ્રો ઉત્પન્ન થાય છે. ૨૧

વિવરણ—પરમાત્મામાંથી સંસાર ઉત્પન્ન થાય છે. એ વાત ઉપર કહેવાઇ ગઈ છે.

હવે બ્રહ્મનું અનન્તપણું બતાવે છે.

यः सहस्रं सहस्राणां पक्षानाहृत्य संपतेत् ।
नान्तं गच्छेत्कारणस्य यद्यपि स्यान्मनोजवः ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥२२॥

અર્થ—જે પુરૂષ અનન્ત પાંખો પ્રાપ્ત કરીને, મનના જેટલા વેગથી ઉડે તો પણ સંસારના કારણ રૂપ પરમાત્માના પારને પામે નહિ. તે સનાતન પરમાત્માને યોગીઓ જાણે છે. ૧૨

વિવરણ—પરમાત્મા અનન્ત છે એ વાત શ્રુતિ પણ કહે છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म । પરમાત્મા સત્ય, જ્ઞાન રૂપ અને અનન્ત છે.

अदर्शने तिष्ठति रूपमस्य
पश्यन्ति चैनं सुसमिद्धसत्वाः ।
हीनो मनीषी मनस्याभिपश्ये-
द्य एनं विदुरमृतास्ते भवन्ति ॥२३॥

અર્થ—તે પરમાત્માનુ રૂપ દર્શન યોગ્ય નથી. શુંદ્ધ અંતઃકરણ વાળા પુરૂષો એને જુએ છે. રાગં દ્વેષ રહિત વિદ્વાન તેને મનથી જાણે છે. જે તે પરમાત્માને જાણે છે તે અમૃત થાય છે. જન્મ મરણ રહિત થઇ મોક્ષ પામે છે. ૨૩

વિવરણ—તે પરમાત્મા ભૌતિક આંખોના દર્શનનો વિષય નથી શ્રુતિ કહે છે કે न संदृशे तिष्ठति रूपमस्य । એ પરમાત્મ સ્વ રૂપ દૃષ્ટિ ગોચર થતું નથી. પરમાત્મા દર્શનનો વિષય નથી છતાં જેણે નિષ્કામ કર્મ કરી ચિત્તને સત્ત્વગુણથી પ્રકાશવાન કર્યું છે. તે

પુરૂષો તેમને જાણી શકે છે. જ્યારે મનુષ્યના મનમાંથી રાગદ્વેષની નિવૃત્તિ થઈ જાય છે. ત્યારે તે આખા જગતનો મિત્ર બને છે. સ્ત્રી પુત્ર, મિત્રાદિનો નાશ થયા છતાં તેના મનમાં સંતાપ થતો નથી એ ચિત્ત શુદ્ધિની નિશાની છે. તેવો વિદ્વાન પુરૂષ મનથી આત્માને જાણીને અમૃત રૂપ થાય છે.

**इमं यः सर्वभूतेषु आत्मानमनुपश्यति ।**
**अन्यत्रान्यत्र युक्तेषु स किं शोचेत्ततः परम् ॥२४॥**

**અર્થ**—જે પુરૂષ સર્વ ભૂતોમાં આત્માને જુએ છે તે જૂદા જૂદા દેહના અભિમાનીને તે દેહમાં જોડાએલો છતાં તેનો શા માટે શોક કરે ? ૨૪

**વિવરણ**—જે પુરૂષને જ્ઞાનદષ્ટિથી એવો નિશ્ચય થયો છે કે સર્વ ભૂતોમાં એકજ આત્મા વ્યાપક છે. તે પુરૂષ જૂદા જૂદા દેહમાં અભિમાને કરીને ભિન્ન ભિન્ન કર્મ કરતો જુએ છતાં તે શા માટે શોક કરે ? અર્થાત્ જ્ઞાનીને શોક કરવાનો રહેતો નથી. શ્રુતિ કહે છે કે तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ સર્વત્ર એક આત્માને જુએ તેને મોહ અને શોક ક્યાંથી હોય ? ન જ હોય.

**यथोदपाने महति सर्वतः संप्लुतोदके ।**
**एवं भूतेषु सर्वेषु ब्राह्मणस्य विशेषतः ॥२५॥**

**અર્થ**—જેમ ચોતરફથી પાણી વડે ભરેલા મોટા જલસ્થાનમાં કૃતકૃત્યને કશો અર્થ નથી. તેમ સર્વ ભૂતોમાં એક આત્માને જોનારા બ્રહ્મ જ્ઞાનીને પણ કાંઇ અર્થ નથી. અર્થાત તે કૃતકૃત્ય છે ૨૫

ઉક્ત અર્થની દઢતા માટે વામદેવાદિની પેઠે સ્વાનુભાવ કહે છે—

अहमेवास्मि वो माता पिता पुत्रोऽस्म्यहं पुनः ।
आत्माहमस्मि सर्वस्य यच्च नास्ति यदस्ति च ॥२६॥

અર્થ—હુંજ તમારો માતા તથા પિતા છું. અને પુનઃ હું જ પુત્ર છું. સર્વનો આત્મા પણ હું જ છું. જે છે અને નથી તેનો આત્મા પણ હું જ છું. ૨૬

વિવરણ—સર્વ પ્રાણી માત્રનો આત્મા હું જ છું અર્થાત્ બ્રહ્મ વેત્તા સર્વત્ર સર્વદા બ્રહ્મ ભાવનોજ અનુભવ કરે છે એ વાત આ શ્લોકમાં સ્પષ્ટ કરી છે.

આધિ ભૌતિક પિતાદિની વાત કહીને હવે આધિ દૈવ કહે છે.

पितामहोऽस्मि स्थविरः पिता पुत्रश्च भारत ।
ममैव यूयमात्मस्था न मे यूयं न चाप्यहम् ॥२७॥

અર્થ—હે ભારત ! વૃદ્ધ પિતામહ હું છું. પિતા (ઇન્દ્રાદિના) હિરણ્યગર્ભ અને પુત્ર ઇન્દ્રાદિ હું છું. તમે મારા આત્મામાં પરમાર્થ દૃષ્ટિથી નથી ને હું તમારામાં નથી. ૨૭

વિવરણ—આત્મા એક અને અદ્વિતીય હોઇ અસંગ છે. એ વાત આ શ્લોકથી સ્પષ્ટ કરી છે.

જો કે મારા આત્મામાં તમે નથી ને તમારામાં હું નથી તો પણ—

आत्मैव स्थानं मम जन्म चात्मा
ओतप्रोतोऽहमजरप्रतिष्ठः ।
अजश्चरो दिवारात्रमतन्द्रितोऽहं
मां विज्ञाय कविरास्ते प्रसन्नः ॥२८॥

**અર્થ**—આત્માજ મારૂં સ્થાન છે. મારો જન્મ હેતુ પણ આત્મા છે. હું સર્વત્ર વસ્ત્રમાં તંતુની પેઠે વ્યાપક છું. હું અજર પ્રતિષ્ઠિત છું. રાત્રિ દિવસ પ્રમાદ રહિત થઇ જીવાત્મા મને જાણીને શુદ્ધ થાય છે. ૨૮

**अणोरणीयान्सुमनाः सर्वभूतेष्ववस्थितः ।**
**पितरं सर्वभूतानां पुष्करे निहितं विदुः ॥२९॥**

**અર્થ**—સૂક્ષ્મ કરતાં પણ અતિ સૂક્ષ્મ છે. સુમના ( રાગદ્વેષ રહિત ) હોઇ સર્વ ભૂતોમાં સ્થિત છે. સર્વ પ્રાણીઓના તે પિતા છે. ને મનુષ્યના હૃદય કમળમાં રહેલા છે. ૨૯

વિવરણ—પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. અને તે સુમના એટલે રાગ, દ્વેષ, મદ, માત્સર્ય, શોક, મોહાદિધર્મ રહિત કેવલ આનંદ સ્વરૂપ હોય તે સુમના. સર્વ ભૂતોના હૃદય કમળમાં હુંજ આત્મા રૂપે સ્થિત છું. આ રીતે પોતાનો અનુભવ બતાવ્યો. કેવલ મારોજ આવો અનુભવ છે એમ નહિ; પણ સનન્દન, વામદેવ વગેરે બ્રહ્મવિદોએ પણ એવોજ અનુભવ કથન કર્યો છે. શ્રુતિ કહે છે કે तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेद मनुरभवं सूर्यश्च । વામદેવ ઋષિ તે આત્માને પામીને હું મનુ થયો હતો હું સૂર્ય છું. એમ બોલ્યા છે. एतत्सामगायन्नास्ते । એ સામગાન કરતા બેઠા છે. એ રીતે આત્માનું હૃદય કમળમાં ધ્યાન કરતાં કૃતકૃત્ય થાય છે. તે વિષયમાં શ્રી શંકરાચાર્ય શ્લોકો કહે છે કે—

**नित्यशुद्धबुद्धमुक्त भावमीशमात्मना ।**
**भावयन्षडिन्द्रियाणि संनियम्य निश्चलः ॥१॥**
**अस्ति वस्तु चिद्घनं जगत्प्रसूति कारणम् ।**
**न नश्वरं तदुद्भवं जगत्तमोनुदं च यत् ॥२॥**

**तत्पदैकवाचकं सदामृतं निरंजनम् ।**
**चित्तवृत्तिदृक्सुखं तदस्म्यहं तदस्म्यहम् ॥३॥**

અર્થ—જે પુરૂષ પાંચ જ્ઞાનેન્દ્રિય અને છઠ્ઠા મનને સારી પેઠે નિયમમા રાખી શુદ્ધ બુદ્ધિથી નિત્ય, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ અને મુક્ત ભાવ ઇશની ભાવના કરતો, એમ સમજે છે કે જગતની ઉત્પત્તિનું કારણ એક ચિદ્દઘન વસ્તુ છે. તેની ઉત્પત્તિ નથી. તેમ તેનો નાશ પણ નથી. તેથી તે સંસાર રૂપ અજ્ઞાન અંધકારનો નાશ કરનાર છે. તે તત્પદ વાચક સદા નિરંજન અમૃત રૂપ, ચિત્ત વૃત્તિનો સાક્ષી આનંદ રૂપ તે હું છું-તે હું છું. તો તે જન્મ મરણ રૂપ બંધનથી મુક્ત થઇ જાય છે. ॐतत्सत् ॥

**इति श्री सनत्सुजातीयभाष्ये यतिमुकुन्दाश्रमेणानुवादितो गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥**



ૐ

तत्सत्परमात्मनेनमः

# નમસ્કારાત્મકમંગલ

( ગાજે પાટણપુરમાં ગરવી—એ રાગ )

પ્રાત: પ્રણમું પ્રીતે પ્રાણથી પણ પ્યારા પ્રભુરે. ટેક
જગને જોતાં જેનું જાણ્યું જબરૂ જોર;
એવા વિશ્વ વિષે વસીઆ વ્યાપી વ્હાલો વિભુરે; પ્રાત: ૧

ભાવે ભજતાં ભવમાં ભકતોનિ ભીડ ભાગતારે,
કળતાં કાપે કાળા કલિયુગ કેરા કલેશ;
મોટા મોટા મુનિવર માનમૂકી જ્યાં માગતારે પ્રાત: ૨

આવો આવો આ અંતરમાં આજે ઓળખુંરે,
સાથે સદ્દગુરૂને સદ્દગ્રંથોની શુભ સાહાય;
નિત્યે નૌતમનાથને નિર્મળ નયને નિરખુંરે પ્રાત: ૩

દુ:ખી દીનદાસપર દયાદષ્ટિથી દેખજોરે,
ધર્મે ધીરજ ધારી ધરણીધરનું ધ્યાન,
ધરવા પ્રણવાલંબન પ્રેમી જનને પ્રેરજોરે પ્રાત: ૪



## યતિ મુકુન્દાશ્રમજી તરફથી મળતાં પુસ્તકો.

૧ વેદાન્તસાર*
૨ દર્પદલન*
૩ પદ્યમંજરી*
૪ વેદાન્તપ્રક્રિયા*
૫ વિચારસાગર [ પદ્ય ભાગ અર્થ સાથે ]+
૬ અવ્યક્તબોધ*
૭ પત્રવ્યવહાર [ સનાતની ને સમાજીઓનો ]
૮ વૈધવ્યધર્માદર્શ
૯ સત્યસુધા
૧૦ સુરતા સ્વયંવર
૧૧ ગૃહસ્થની ગાઈડ
૧૨ સાયંસ્તુતિ
૧૩ સનાતન ધર્મની પડતીનાં કારણો
૧૪ શ્રી શિવમહિમ્ન સ્તોત્ર [ ગુજરાતી પદ્યાનુવાદ ]
૧૫ શ્રી ચિદ્દ્ઘન વાણી વિલાસ+
૧૬ શ્રી કૈવલ્યકુંચી*
૧૭ તત્ત્વાદર્શ
૧૮ મૃત્યુમીમાંસા+
૧૯ પ્રબોધમાલા [ છપાય છે ]

ઉપરનાં પુસ્તકો હશે ત્યાં સુધી [ * ] આવી નિશાનીવાળા માટે એક આનાનીએ [+] આવી નિશાની માટે બે આનાની તથા બાકીનાને માટે અર્ધા આનાની ટીકીટ મોકલનારને વિનામૂલ્યે આપવામાં આવશે. ટીકીટ વિના ખાલી પત્રપર ધ્યાન આપવામાં આવશે નહિ.

વ્યવસ્થાપક
**સ્વામીપ્રણવાશ્રમ**
ઠે. ચન્દનલક્ષ્મી પાઠશાળા, ખંભાત.